શ્રી.

સંગીત.

# રામલીલા.

## પુર્વાર્ધ રામાયણ.


રચી છપાવી પ્રસિદ્ધ કર્તા.

દલાલ જેશંગલાલ વાડીલાલ બુકસેલર.

ઠે. [illegible]પુર [illegible]ની પોળ— અમદાવાદ.


દોહરો.

અજબ લીલા અવિનાશીની, રામચરિત્ર સાર;

પતીત પાવન થાયછે, શ્રવણ કરો નરનાર


આવૃત્તી. ૧ લી  પ્રત ૧૦૦૦  સને ૧૯૧૧

મુલ્ય આઠ આના.

અમદાવાદ [illegible] ગેટ પાસે શ્રી સત્ય સાગર પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપી.

શ્રી

સંગીત

# રામલીલા.

## સપ્ત અંકી.

રચી પ્રસિદ્ધ કર્તા,


દલાલ જેઠાલાલ વાડીલાલ.

સારંગપુર તળીઆની પોળ—અમદાવાદ.


દોહરો.

રામ ચરિત્ર ઉત્તમ અતી, ગણના ન તેની ગણાય;
શ્રવણ મનન ને કથનથી, ભવોદધિ પાર પમાય.


પ્રથમ આવૃત્તી    સને ૧૯૧૧    પ્રત ૧૦૦૦

અમદાવાદ—પીરમશાના રોઝા પાસે શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ પોચાભાઈ ચકુભાઈએ છાપી.

કીંમત આઠ આના.

---



---



બુકસેલર દલાલ જેઠાલાલ વાડીલાલ.

શ્રી

# સંગીત રામ લીલા

## સપ્ત અંકી.

### પાત્ર—જન.

| | |
|---|---|
| સુત્રધાર... ... ... ... | નાટયકા |
| વિદુશક.... ... ... ... | મશ્કરો |
| નટી. ... ... ... | સુત્રધારની સ્ત્રી. |
| દશરથ. ... ... ... | અવધપુરીના રાજા. |
| રામ, લક્ષમણ, ભરત શતરધ્ન. ... | દશરથરાજાના પુત્રો. |
| વશીષ્ટ. ... ... ... | તેમના ગુરૂ |
| સુમંન્ત. ... ... ... | પ્રધાન ( દશરથનો ) |
| કૌશલ્યા, સુમીત્રા ને કૈકૈ... ... | દશરથની પટરાણીયો. |
| સીતા. ... ... ... | રામચંદ્રની સ્ત્રી. |
| મંથરા ... ... ... | કૈકૈની દાશી. |
| સંગ્રામજીત...... ... ... | ભરત શતરધ્નનો મામો. |
| ઈંદ્ર ... ... ... | અમરાપુરીના રાજા. |
| બ્રહસ્પતી ... ... ... | દેવોના ગુરૂ. |
| જનક ... ... ... | મીથુલાપુરના રાજા |
| સુનયના ... ... ... | તેમની સ્ત્રી. |
| શુભચંત. ... ... ... | જનકનો પ્રધાન. |

| | |
|---|---|
| વાલી. ... ... ... | કિસ્કધાનો રાજા. |
| સુગ્રીવ ... ... ... | તેનો ભાંઇ |
| અંગદ ... ... ... | વાલીનો પુત્ર. |
| હનુમાન, નળ, નીળ, જાંબુવાન ... | શુગ્રીવના મીત્રો. |
| તારા ... ... ... | વાલીની સ્ત્રી. |
| રાવણ ... ... ... | લંકાનો રાજા |
| વિભીક્ષણ ... ... ... | તેનો ભાઇ |
| ઇંદ્રજીત ... ... ... | રાવણનો પુત્ર. |
| પ્રહસ્ત ... ... ... | તેનો પ્રધાન. |
| સુર્પનખા ... ... ... | રાવણની બેન. |
| મંદોદરી ... ... ... | રાવણની પટરાણી. |
| સુલોચના ... ... ... | ઇંદ્રજીતની સ્ત્રી. |
| શરમા ... ... ... | વિભીક્ષણની સ્ત્રી. |

એ સિવાય સેનાપતી સરદારો પ્રજાજન રૂષી (
લોકો, દાસ દાસીયો, છડીદાર વિગેરે.



# संगति राम लीला.

# अंक १ लो.

## प्रस्तावना.

સ્થળ-રંગમંડપ મંગળાચરણ.

સુત્રધાર— શાર્દુલ વિક્રીડિત.

કર્તા છો કમળાપતી જગતના માતા પિતાતો તમે;
હર્તા છો નિજ ભકતના કષ્ટને દુ:ખ ન તેને દમે.
ભકિત વશ છો ભુધર પ્રભુ તમે દાતા સિદ્ધીના અરે;
જે જે કીધી અખીલ આ અવનિમાં લીલા અકળહરે. ૧
તારી છે અદ્દભુત આ કૃતી મને, ભાસે વિશ્વાધારરે.
પામુ પાર ન તે ગતિ મુજ મહીં, લેશે રતિભારરે.
નીતી ને સુરીતી નથીજ મુંજમાં, ખામી ભરેલો અતી;
આપો આપ કૃપા કરી વીમળા, વાણી અને સુમતી. ૨

રાગ જોગીયા આશાવરી.

( જફાવો સિતમકો સજાવાર હું ) એ રાહ.

સજાવ્યા સૈ પાત્રો રૂડા વેષથી, હજુ કેમ આવ્યો વિદુષક નથી
વિદુષક—રૂડો વેશ આવ્યોછું અંગે ધરી,કહો કેમ તેડયો મુને આવડી

સુત્ર-- ગીતી લાવણી.

રાજનગર નીવાસી, જે. વી. દલાલ કૃત કાવ્ય સજવુ
આ રંગભુમી પર આજે, સંગીત રામ લીલા ચરિત્ર ભજવું.
એ નાટકમાં તારો, મારે છે ખપ સજન હસાવા હાસ્ય વચન ઉચરી,

વહ વહને શું લેશે, તુજ મહેનતનું કહે ઝટ વીચાર કરી.

વિદુ૦— ત્રીતાળી ચોપાઈ.

વળી ટેવ પડી છે નઠારી, નિત્યે જોઇયે લાડુ દશ બારી
ઘૃત સાકરમાં લચપચતા, મારૂં પેટ ભરાય તે જમતાં.
જો કબુલ કરો, વાત આવી, મુજ સજ્જન સૌને હસાવી.
નહિતો ઝટપટ ચાલ્યો જાઉં, ખોટી ગાળો શું રાંડની ખાઉં.
કેમ કબુલ છે કહો તતકાળ, મારા ઘરમાં છે મોટું એ સાલ.
રીક્ષ રોગટ ખોટી હું થાઉં, ઘેર જઇને આ શીકલ બતાવું.

સુત્ર— ત્રીતી લાવણી.

વચન વદે શું આવું, કેમ વિદુષક ગાંડુ ગાંડુ આજે
સીધું મળશે સારૂં, દીવસમાં દશવાર ભલે ખાજે.

વિદુ૦—બસ બસ બંદા ખુશી, જોઇએ શું લાડુની થઇ જ્યાં લહેર.
સુત્ર૦—ચતુર કામ તું તારૂં, બજાવજે રાખીને મુજપર પ્રિતી
વિદુ૦—વધુ વિવેચન કાંઇ, કરી કહો સુચનાથી ન તે રીતી.
સુત્ર૦—કયમ લાગી પ્રીયાને વાર..................
નટી—......................સ્વામી શેવામાં છું તૈયાર.

સુત્ર૦— ત્રીતાળી ચોપાઈ.

કહે આ નાટકને તું વિસ્તારી..................

નટી૦—...................કહું શીર ધરી આજ્ઞા તમારી

રાગ શામ કલ્યાણ ( શ્રી જગતપતી પ્રભુ આપ સન્મતી) એ રાહ

પ્રભુ કૃપા કરો મમ વિઘ્ન સૌ હરો
વર્ણવું વિસ્તારથી તે, આપ આશરો. પ્રભુ કૃપા કરો એ ટેક.
બુધિ લેશ મળે નહીં મુજમાં પરમકૃપાળુ ઇશ.

સિદ્ધ કાર્ય કરજે આ મારૂં, નમું નમું જગદીશ.
છે જગ તારણ મારણ સૌના ઉધારણ તું આપ;
કૃપા કરી કર કુમતીને દુર, અતી હર અઘ સંતાપ. પ્રભુ૦ ૨
ભરતખંડમાં નગર અયોધા, અમરાપુરી સમ સાર
રાજ કરે અજ સુત નૃપ નીર્મળ ન મળે કષ્ટ લગાર. પ્રભુ૦ ૩
અસુરે સુર ગૌદ્વીજને અતીશે દીધું દુખ અપાર,
દુર કરવા હરીયે કૌશલ્યા ઉદર ધર્યો અવતાર. પ્રભુ૦ ૪
કૈકૈયે છળ કરીને માગ્યાં રાયની પાસ વચન.
ભ્રાતને પત્ની લઇ તે પાળવા રામ નિસર્યા વન. પ્રભુ૦ ૫
ઉર ધરી અહમેવ સીતાનું હરણ કર્યું લંકેશ,
તે લેવાને આવ્યા પોતે સુવેશ શ્રીપતી શેષ. પ્રભુ૦ ૬
રાવણ ભ્રાત વીભીક્ષણ આવ્યો, રામ શરણ અભીરામ
પછી વાલી સુત વીષ્ટી કરવા મોકલીયો શ્રીરામ. પ્રભુ૦ ૭
મહિપતીએ નવ માન્યું જ્યારે, હતું યુધ તે ઠાર
સીતા લઈ શ્રીરામ સીધાવ્યા અયોધાપુર મોઝાર. પ્રભુ૦ ૮
તેહનું સંગીત નાટક આજે, ભજવું ધરી ઉમંગ.
જય જય કરજો મહારાજા જયમ, ખુશી થાય જન સંગ.પ્રભુ૦ ૯

વિદુ૦—રંગભૂમી પરે પધારીઆ ખરે,

સ્વધર્મિ સજ્જનો તમે, કરી કૃપા અરે. રંગ
રાંડ અતી કમજાત મળી હું રજા માગવા જાઉં,
માર પડે મુજ અંગે લાડુ, શી રીતે હું ખાઉં. રંગભુમી.

( ઇતિ પ્રસ્તાવના. )

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ રાજ સભા.

**દશરથ૦—ગઝલ.** ( નારીના કટાક્ષ પાસે પુરૂપ છે ગુલામ. એ રાહ.)

શુણ સચીવ ચતુર મારી વાત આણી વાર
મમ રાજમાં પ્રજા સુખી દુખી છે કો આવાર. સુણ૦
આચરે શો ધર્મ કર્મ શુભ અશુભ કરે
દુખી હોય તો કહો જે દુખ કરૂં દુરે. શુણ૦
બ્રહ્મ ક્ષત્રી વૈશ્ય શુદ્ર આચરે શો ધર્મ
વર્ણાશ્રમ ધર્મ કેતા પાળે છે તે મર્મ. સુણ૦

**સુમન્ત—**( ભરથરી ભ્રાતા (૨) તમે કરોમાં હું પર કોપ. એ રાહ.

સુણો મહારાજ (૨) નથી આપ રાજ્યમાં ખામી
ધર્મ રાજ ચાલે છે આપનું, કહુંછું પ્રભુ શીર નામી.
નથી દુખી કોઈ (૨) સૌ પ્રજા સુખમાં માલે
આચરે વેદનો ધર્મ સુનીતી થકી સર્વ તે ચાલે.
છે બ્રાહ્મણ સૌ (૨) મહા પવિત્ર અગ્ની હોત્રી.
કરે ગૌ બ્રાહ્મણની રક્ષા તે ખરા શુદ્ધ સુર ક્ષત્રી.
વળી વૈશ્ય સર્વ (૨) કરે પશુનું પાલન પ્રીતે,
શુદ્ર કરે ત્રીવર્ણ તણી સેવા નીજ કુળની રીતે.
છે સ્વર્ગ સમું (૨) તમ રાજ ખરેખર સ્વામી
માગ્યા મેહ વરસે ભુપર ત્રીલોકમાં કીરતી જામી.

**વશીષ્ટ—બીહાગ ગજલ** ( અગર હમ બાગમાં હોતા.) એ રાહ.

સુણો અજપાળના અંશી, ક્ષત્રી શુધ કુળ સુરજવંશી. (એ ટેક)
તમે છો રાય સુકીતવાન તેવી છે આપ પ્રજા નીતીવાન.
બ્રાહ્મણ પર ભાવ રાખો અતી એથી કલ્યાણ થશે ભુપતી—સુણો.
દૂખી જન દીનની ઉર દાઝ લાવોછો અચલ રહો તુજ રાજ
અતી છે રાય મુજ આશીષ અતી કીર્તી થજો દશ દીશ. સુણો.

દશરથ— **ગીતી—લાવણી.**

બ્રહ્મ વેત્તા મુની ધીર, આપ કૃપાથી થાય સદા કલ્યાણ
સુત સંપતી આપ પ્રતાપે હું છું આપનો દીન સેવક નીરવાણ.

**રાગ હોરી ( ફાગુનકે દીન ચાર—એ રાહ )**

મારા મનનો વિચાર ગુરૂજી જોડી ઉભય કર તમને જણાવું.મારા. ટેક.
રાજ્યાસન ભોગવ્યું મેં ઘણા દીન, પોચ્યો જરા વયે સાર. ગુરૂજી.
મમ સુત રામને આ ગાદી છે આપવાનો વિચાર. ગુરૂજી.
ગમે મને ગુણ એના રસાળા ચતુર વીચક્ષણ કુમાર. ગુરૂજી.
રામને રાજ કરતાં નીરખું તો થાય આનંદ અપાર. ગુરૂજી.
અતી ઉપજે મુજ તનમાં ટાઢક માટે કહું છું આવાર. ગુરૂજી.

વશીષ્ટ— **ત્રીતાળી ચોપાઇ.**

ભલે રાય કરો એ સુકાજ અમો એથી ખુશી અતી આજ
ભલો સુજ્યો એ તમને વીચાર ધન બુધ્ધી તમારી આવાર.
રામ છે બહુ બુદ્ધી વિશાળ, અતી એ ગુણી રૂપ રસાળ
રાજ્યાભીષેક શુભ મહુરતમાં કરો રાય ખુશી અતી અમો.

દશરથ— **ગીતી લાવણિ.**

શુભ મહુરત ક્યારે છે જોઇ કહો આ વેળા રૂષીરાય

છો નીકળગ્નાની આગે તુમ વાણીથી મંગળમય સૌ થાય

**વશીષ્ટ—** **કાફી ત્રીતાલ** ( પ્રણમું પદ પરમેશ ) એ રાહ

રાય શુણોને આવાર મહુરત કહું નીરધારી. રાય. એ ટેક
ચૈત્ર માસ કાલે શુદ્ધ સાતમ પુષ્ય યોગ ગુરવાર
જો એ મહુરતમાં કદિ બેસે ગાદીએ રાજ કુમાર
થાય અતી સુખકારી રાય શુણોને આવાર. મહુરત.

**દશરથ—**(પ્રથમ ગણપતિને પાય લાગુંરે—)એ રાહ

આજ્ઞા આપની શીશ ચઢાવીરે કાલે મુનીશ સર્વ મંગાવીરે

**સેવક—**મહારાજ તમે જે બોલાવીરે ગણીકા નૃત્ય કરવાને આવીરે

**ચંદ્રવદના:—** **ગીતિ લાવણી.**

સૌ સંકટ હરનારા ખમા ખમા મહારાજ ઘણી તમને

**સેનાપતિ—**સુણ ચતુર ચંદ્રવદના ગાયન કરી ખુશ કરો સભાજનો

**નાયકા** ( બતાદે સખી કૌન ગલી ગયો શ્યામ) એ રાહ.

આજે છે આનંદ આનંદ ઉર અપાર. ( ૨ )
રહો અવીચળ રજ તમારું રે છો પ્રજાના પાલણહાર. આજે.
વિનય વિવેકમાં આપછો પુરારે સત્ય વચન વદનાર. આજ.
ગાદીએ રામજી કાલે બિરાજશેરે થાઓને જયજયકાર. આજ.

**સુમંત—** **ગીતી લાવણી.**

ખરેખરો ખુશ કીધી રાજસભાને તેજ અતી આજે

**દશ૦—**છે સંગિતમાંજ પ્રવીણ આપો એવું મન જેવી રાય.

**ચંદ્ર—**મહારાજ રજા માગુંછું કૃપા કરી શિરપાવ દીધો સારો

રહો ચીરંજીવી જગમાં.................

**દશ૦**—................કાલે આવજે ખપ પડશે તારો.

**મોદીરામ**— **ગીતી લાવણી.**

રાય પધારો પોતે વાર થાય છે ભોજનને કાજે,
બંદાનું થશે કામ પેટ ભરી મળશે મોદક આજે.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—રાજ માર્ગ**

**પ્રજા જન**— **કાવ્ય અથવા રોળાવૃત.**

ઘણી ખુશીની વાત; થયો આનંદ ઉર ભારી;
થાશે ગાદીપતી રામ; ધન્ય આજની બલીહારી.
નીપુણ ન્યાયવંત એહ; નહી દે દુઃખ લગારી.
સુર્યવંશી કુળદીપ; જન્મીયા એ સુખકારી
આડી આજની રાત; પ્રભાતે પાટે બેસ:

**સદારામ**—થાશે આપણું કામ; પેટ ભરી લાડુ મગ

**જીવણરામ**—આજ કરૂં અપવાસ કાલ જમાય વધારે;
મ લડુ સાત ઉપાડુ ભારે ભારે.

**સદારામ**—બંદા ખાશે બાર; રાંડના તું શું ખાયે;

**જીવણ૦**—વાળુ બાવીશનો બાણ; થવાનું હોય તમ

**વિદુ૦**—ખાજો પાણુ બે ત્યાંય; મળે તે મોટા લક્ષને;
ફુટા કરમના બેઉ; વધ્યા શું ધાંટા દક્ષને.
શું આ કરો બકવાદ; રાંડના રસ્તે જાઓ.
મારા ફુટે છે કાન; લગાવી દશ્શ તમાચો.

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—ઈંદ્ર સભા.

ઈંદ્ર—(બ્રહસ્પતિ પ્રત્યે) **પીલુ બરૂઆ-લાવણી** ( ગીરધારીરે વાત
ગુરૂજીરે છે વિનંતી એક મારી; લેજો અંતર માંહે ઉતારી. ટેક.
(ઝુલ) છો ચતુર શીરોમણી આપરે; તમ સેવ્યે જાય સંતાપરે.
આપછો મોટમ પદ માપરે; ગુણવંતારે વાત કહું દુખકારી. લે
અયોધ્યામાં દશરથ રાયરે; જે પુર પ્રતાપી કહેવાયરે;
તેમના સુત શ્રી રઘુરાયરે; ને થાશેરે કાલે રાજ્યાધિકારી. લેજો.
જો રામ રાજ્ય ભોગવશેરે; તો રાવણને કોણ હણશેરે;
દુખમાંથી કોણ છોડવશેરે; આપણનેરે છે શીર સંકટ ભારી. લે
મુજને એ ચીંતા થાયેરે; જો રામજી વનમાં જાયેરે;
તો સુર સૈને સુખ થાયરે; ઉપાયજરે એવો યોજો વિચારી. લે.

**બ્રહસ્પતિ**—( ખુશ રહો સનમજા મેશખિ હાતા બેલી એ રાહ )
સુણો ઈંદ્રરાય ઉપાય એક જડીયો છે;
શ્રી રામ જાય વન ભલો ઘાટ ઘડીયો છે;
કળિયુગને આજ્ઞા આપ આપશો જ્યારે;
જઈ માંહો માંહે કલેશ કરાવે ત્યારે.
કરો કામ ત્વરાથી વિલંબ કરો નવ કાંયે.
તો જાય દુખ સૌ દુર શુખ સૌ થાયે.

ઈંદ્ર— **ગીતી--લાવણી.**
ભાઇ કળીયુગ કપટી; અહીં આવ્યને કામ પડયું તારૂં
જઇ આજ અયોધ્યા માંય; બજાવને તું કામ કહું મારૂં,
રામ વનમાં જાયે, કરો કપટ કંઇ એવું જઇને આજ;

તો થાય સુખ મુજને;..................

કળીયુગ—........ ......તજો ફીકર હું આ ચાલ્યો મહારાજ.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—માર્ગ.

કળીયુગ— ચોતાળી ચોપાઈ.

રામની છે અપરમા જેહ; પ્રિય સખા તેની મંથરા તેહ;
છે મલીન અતી તેનો વેષ; તેના અંગમાં કરૂં પ્રવેશ.
કરશે કૈકઈ તેનો સ્પર્શ; પ્રવેશું તેમાં ધારી હું હર્ષ;
ફેરવું મન માગે વચન; જેથી રામને કાઢસે વન.
બદ્દા છે એ કામે હુંશિયાર; નહિ પચ્છા કદિ હઠનાર;
થઈ વાર વધુ મુને આંહી; જલ્દી જાઉ અવધપુર માંહી.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ— કૈકૈ ભુવન.

કૈકઈ—(દાસી પ્રત્યે) ગીત લાવણી.

પ્રાણ પ્યારી તું મારી; ઘણુંવારની કયાં ગઈતી વાર;
આ આવી દેતી હું; અતિ કલ્પાંત કરે છે સૌ સારૂં.
સુણો બાઈ તમ પુત્રો; મામાને ઘર ગયા એમ જાણી;
આ રાજ રામને સોંપે; ને કાલે દશરથ રાય ઉલટ આણી.
રાજ્ય રામજો કરસે; તો શું આપણુને કહો લ્હાણુ મળશે.
ભુર થશે તમારૂ, નામ તમારાપર મિઠું વળસે.

**કૈકઈ—( ખુશ રહો સુનમજા મેદા બીધાતા બેલી—એ રાહ)**

તું કરી સોક સૌ દુર હર્ષ ધર અંગે,

આ રામ બેશસે રાજ કાલ ઉમંગે;
શુભ મહુરત નીરખાયું છે ગુરૂ વશીષ્ટે;
કેમ કાઢે વચન આ વાર રાંડ કનિષ્ટ.
આજ અવધવાશીને ઉર આનંદ ન માયે;
ઘેરે ઘેર ઉત્છવ મંગળ ધોળ ગવાયે.
વળી રામ સરવ માતાને સરખી માને,
તું એમાં અતિ કલ્પાંત કરે છે શાને.
શતરૂઘન ભર્તપર હેત રાખે છે સારૂં,
જોઇ એનું કોમળ મન રીઝે દીલ મારૂં.

**મંથરા—ગરબી દ્વિપચંદી** ( અબોલા શાના લ્યો છો એ રાહ )
હરખ એવો શાને ધરોછો. ( એ ટેક )
રામ અતિ કપટી છે કુડો, નહી પુછે તમ ભાવ. હરખ.
મનમાં હુપદ લેશ ન ધરસો; ફોગટ સિદ ફુલાવ. હરખ.
શંખ ફુંકાવસે સર્વને એતો, જો ચેતો નહીં કાંઇ. હરખ.
ભરતજી રાજ કરે કંઇ એવી યુક્તિ રચો મારી બાઇ હરખ.

**કેકઇ**—રામનુ હેત ભરતપર છે બહુ; જીવથી જાણે વિષેષ પ્રિય સખી
એ શું બોલી. ( ટેક )
ભાવ રાખે સરખો બંધુપર; ના ગણે અંતર લેશ. પ્રિય૦

**મંથરા**—આપણા ભરતનો ભાવ ન પુછે; રામને આપે રાજ. હરખ.
એ કપટી રામ રાજ કરે તો; ઝેર ખાઇ મરૂ આજ. હરખ.

**કેકઇ—હોરી** ( સામરા બીન નીંદ ના આવે—એ રાહ. )
તુને ખમા ખમા સખી મારિ. ( એ ટેક )
મન તારૂ ભુતે ભરમાવ્યું: કે શું થયું તુને પ્યારી;

કે નથી ચીત્ત ઠેકાણે તારૂં; તેથી બોલે અવિચારિ.
બુદ્ધિ સહુ કયાં ગઈ તારિ; તુને ખમા ખમા સખી મારિ;
આ લે હાર અમુલખ અપું; લે તુજ કંઠે ધારિ.
આવ તુને આલીંઘન આપું; ના કર કલ્પાંત ભારિ;
થાને સખી શાન્ત તું મારિ; તુને ખમા ખમા સખી મારિ.
એમ કહી મંથરાને છાતી સરસી ચાંપતાં કળીયુગ પ્રવેશ કરે છે તેથી)

## ગીતિ—કાવ્યું.

હાહા વાત ખરિ છે; અરે મારિ બુદ્ધિ ગઈતી બુડી;
શિખામણ તુજ સાચી... ... ... ...
**મંથરા**— ... ... ... ... ત્યારે શું ખોટું કહું છું ભુંડી.

**કૈકઈ—ખમાચ જીલ્લા પંજાબી** (સૈયાં છોડદે મોરિ બૈયાં-(એ રાહ.
સખી છે મુજને તું પ્યારિ ( ૨ ) ( એ ટેક. )
આ કુમતી મુજને શું સુઝી; છે શિખ તુજ સુખકારિ. સખી.
તેં શિખ દઈ મુજને સમજાવી; પણ ઉર ના મેં ઉતારિ. સખી.
સોકય તણો સુત રાજ કરે મમ; કાળજ વાગે કટારિ સખી.
મમ સુત રાજ કરે કંઈ એવી; બતાવ્ય યુક્તિ વિચારિ. સખી.

**મંથરા—ગરબી દીપચંદી** ( અબોલા શાના લ્યોછો એ રાહ. )
થશો દિલગીર ન બાઈ. ( એ ટેક. )
ઉપાય અક્સિર એક જડયો છે; રામનો ઘડવા ઘાટ. થસો.

**કૈકઈ**—કે જલ્દી મુજને સખી મારિ; જેથી મટે ઉચાટ
અતિ ઉર આનંદ થાવે. ( ટેક. )

**મંથરા**—જુગલ વચન તમને આપ્યાં છે; માગો તે રાયની પાસ.થસો.
હવે રાજ ભરતને આપો; રામ જાયે વનવાસ. • થસો.

કેકઇ—શાબાશ શાબાશછે સખી તુજને; ધન્ય છે તારો વિચાર. અતિ.
રાત્રે રાય પધારસે ત્યારે, માગી લઉં નીરધાર. અતિ.

( થોડો વખત વીતી જાય છે. )

ગીતિ—લાવણી.

સુણ સખિ તું મારિ; ઘણી વાર થઇ ઉંઘ હવે આવે;
મુજ પતિ કેમ ન આવ્યા; અતિ ઉરમાં ચીંતા મુજને થાયે.

મંથરા— સીતાલી ચોપાઇ.

આવસે બાઇ ધીરજ રાખો; રખે વાત વીસારિને નાંખો;
વિસર્યાં તો થસે દુખ ભારિ. ... ... ...

કેકઇ— ... ... ...કદિ ના વીસરૂં પ્રાણ પ્યારિ.

મથરા—વળી રાય આવે જ્યારે બાઇ, તમે તો બેસજોને રિસાઇ;

કેકઇ—મને કેવુ પડે નહી કાંઇ.................

મથરા—...............ચુપ રો રાજા આવે છે આંહી.

(દશરથ પ્રત્યે) ગીતી લાવણી.

આવો ભલે પધારો..................

દશરથ—(પ્રવેશ કરિ)........કેમ દીસે છે આજે અંધારૂં.
કરિ નથી રોશનાઇ, શયનગૃહમાં કેમ કહો વારૂં.
નથી દીશતાં રાણી...........

મંથરા—..............જાવ પણે સુતી છે પ્રેમ આણી.

દશ૦-(રાણીપાસે જઇને)આજે તું બ્હાલી કેમ,સમીસાંજમાંસુતીછે શાણી.

જંગલો જ ખોટી ઠેકો (ડોલેરે જોબન મદ માતી એ શહ)

મારા સમ છે તુ કેમ આજ તો ઉદાસીરે (એ ટેક)
પ્રાણ પ્યારિ તુજ પ્રેમનો હું અતિ પ્યાસિરે. મારા.

અતિ ઉમંગનો દિન આજ તો ખરેછેરે.
ઉંહ ઉંહ પિયા આનો શોક હું ધરે છેરે        મારા.
( રાણીનો હાથ પકડી )
મુજ સમ સ્વામી શોક શો છે ન્યુન તારેરે,
તુજ વીણુ નથી કોઈ અન્ય પ્રિય મારેરે.        મારા.

કેકઇ—(હાથ તરછોડી નાંખીને) [illegible].
જાઓ જાઓ નહીં બોલુ સાથ હું તમારીરે;
શાને આવ્યા તજી કૌશલ્યા સુમીત્રા પ્યારીરે.        જાઓ.
જાણ્યું નહોતું મેંતો તમારૂં હેત આવુંરે,
ખચીત આપીશ હું કલ્યાણ, સત્ય કહાવુંરે.        જાઓ.

**દશરથ—ભેરવી દાદરો** ( ધન કાયકી સેજરીયાંગે રાત રહો એ ચાલ )
આમશું બોલેછે તું નીરાશમાં, રસીલી પ્યારી ક્યાંઇ ઉદાસી આવાસમાં
દેશ દંડ તેને કહે તું સાચું, શીરછેદ કરૂં રોળુ ત્રાસમાં        આજ.
પ્રાણ થકી મુજને અતિ પ્યારી, જેહ માગે તેહેવે હુલાસમાં,        આજ.
સત્ય વચનથી કહું છું તુજને; માગ માગનો રહે ઉલ્લાસમાં,        આજ.
સફલ મનોરથ પુર્ણ કરૂં તુજ, મૃગાક્ષી પડયો છું મોહપાશમાં. આ.

**કેકઇ—મુખ બીજી તરફ ફેરવીને એ રાગ. ]**
સુણો રાય કહું તે મુજ વાત, ભુલી તે કેમ ગયા પતિરે,
તમે વૃષપરવાની સંગાથ ભુલી તે કેમ ગયા પતિરે  એ ટેક.
અયહના યુદ્ધ કરવાને કાજ, ભુ. તમ સાથે આવીતી હું મહારાજ.  ભુ.
ધરી રથની ભાગી ત્યાં જોગી વાર. ભુ. કર ઘાલ્યો તો મેં મુજ નીરધારશું.
તહાં આપ્યાંતાં જુગલ વચન, ભુ. અતિ આપે ખુશ થઇ નીજમન ભુ.

કૈકે—(ક્રોધાવેશમાં જુસ્સાથી—સુણો દિલડી તુમ્ત ધરનાર એ રાગ)
આપી વચન શું બોલો છો આમ, અસત્ય કેમ વદો આજુરે;
નહિ સત્યવાદી તણું એ કામ, અસત્ય કેમ વદો આજુરે. ટેક.
જેહ શુદ્ધ સુર્યવંશી કહેવાવ, અ. આપી વચનને કયમ ફરી જાવ.અ.
આપી વચન બનો છો ... એથી રઘીકુળમાં કલંક. અ.
જુઓ હરીચંદ્રને સીરી ... તેમ માએ પાળ્યાં વચન. અ.
જો વચન તમારા કહી જાય.અ.તમ પુર્વજ નરકે પુગાય. અ.

(આવાં ક્રુર વચનો સાંભળી, અરેરે હાય હાય કહી મુર્છીત થઈ રાજા પડે છે. એટલામાં વશીષ્ટ પ્રવેશ કરે. છે.)

વશીષ્ટ—(દશરથ પ્રત્યે)(કામણુ ડાલે છે અલબેલા તારી આંખમાંરે એ રાગ)
કેમ સુતાછો આજે અહીંયાં ઉદાશમારે, કૈકે વાસમારે. કેમ—ટેક.
કયમ હેઠળ સુતાછો રાયે, મુહુરતની વેળા વહિ જાયે,
આનું એક પહોર ચઢીયો આકાશમારે. કેમ—

(કૈકે પ્રત્યે) :-

કયમ બિમાર દિસે છે રાજા

કૈકે—(રીશમાં) શું મુજને પુછો મહારાજ

દશ૦ (સુધીમાં આવી) અરે રામને બોલાવો મુજ પાસમારે;
સંકટ આવી પડીયું તેથી હાય ઉદાશમારે, અતીશું ત્રાસમારે.સં.

વશીષ્ટ—( સુમંત પ્રત્યે ) ગજલ ( હમતો આશક હે તેરી ભાજ ઉઠાનેવાલે—એ રાગ)

જલદી જા તું સુમંત રામને તેડી લાવ અહીં;
ખોટી ન થા જરા, જઈ ત્વરાથી આવ અહીં. જલદી.

વીદુ-(પાસમાં દબાવી)નાખેટા બીમાં-દીલમાંતુ,માર એને માર ખચીત.

(મંથરાને)

સુપડા જેવા કાન મળે નહિ નાક આંખ ઉડી ગઇ છીટ.

માથુ મોટું પેટ વધેલુ હબશી જેવા હોઠ ખચીત—ચીન.

મંથરા—(રીસથી) પીટયા એ શું તું વદે છે મુખ જા.

પાવડી બળ્યા.

વીદુ૦—મંથરા સામા હાથ લાંબા કરી)...આ ભોગ કયાં મળ્યા.

મંથરા—દાટી શું ગયો... ... ...

વિદુ૦—... ... ...લે, સાધી આ રહયો.

ડાકણુ દુરથા, (૨) જા કુબજા ઠીક ઠીક—ભૂંડણુ

# પ્રવેશ ૭ મો.

## સ્થળ—રામનું રંગભુવન.

રામ—( સિતાપ્રત્યે ) રાગ ધનાશ્રી (વિનતી ધરજો ધ્યાન—એ રાહ)

ધન્ય તારો અવતાર, પ્યારી મારી ધન્ય તારો અવતાર—ટેક

મુખ મલકતું નિશદીન રાખે, અધીક લાવીને પ્યાર. પ્યારી.

રૂપ અનુપમની કહું શોભા, વદન વીજ ચમત્કાર. પ્યારી.

કંઠ કોકીલશો વીમળ વાણી, સદાયે તું વદનાર. પ્યારી.

સિતા—કાફી જીલ્હો ઠુમરી ( પીયા આનનસે ગો રાઉ )

પ્યારા છો અતી મુજ મન પ્રીતમજી, છોજી મમવિરહ હરવાલમજી. પ્યારા.

ચિત ચકોર શશી પર છે ત્યમ, સ્વામી વસ્યા, દિલ અંદરજી પ્યારા.

તાપ સમે તનના તમ દીઠે, અણ દીઠે દુખ અંબરજી. પ્યારા.

ઝાખર સુધારસનો લ્યો લાવો, છો સુખકર દુખહર વરજી પ્યારા.

ત્યાં મુજ ગાફુમ પેખી જુગલ વચન આપ્યાતા તેણીવાર,
આજ કાજ પડ્યાથી તેહ વચન મેં માગ્યાં રાયની પાસ,
મુજ ભર્તને આપો રાજ રામ ચતુર્દશ વર્ષ જાય વનવાસ.
રાય તેજ કારણથી નથી બોલતા દીલ અંગ મુઝાય,
જો પાળો તાત વચન, થાવ જવાતૈયાર વાર બહુ થાય.

**રામ—પીલુ દીપચંદી** (કહું શુનશીએ દુખીઓ કીધો છે એ રાહ.
આપ આગ્ના શીશ ચઢાવું ચૌદ વરસ વન માંહે ગુમાવુ, આ.
ભલે તેડાવો મમ ભાઇ ભરતને રાય હુકમથી ન ખોટીજ થાવુ. આ.
પૃથ્વી રસાતળ જાય કદાપી વચન પીતાનું પાછુ ફીરાવુ. આપ.

**કૈકઇ— ત્રીતાલી ચોપાઇ.**
પાળો વચન તો જલ્દીથી જાઓ. પેરો વનકુળ ખોટી ન થાઓ

**રામ—**નથી લાલચ મારે કશાની. આગ્ના માગીને જાઉં માતાની.
(જાય છે.)

**દશરથ—**(સુદ્ધિમાં આવી ક્રોધા વેશમાં) **સુણો દીલ્લી તખ્ત એ રાહ**
બાળ બાળ કમજાત તારૂ મુખ, મુરખ ધીક ધીક તનેરે.
લજાવી તે નીજ માત તણી કુખ, મુરખ ધીક ધીક તનેરે. કે
ખરી ખુબી તેં જણાવી સ્ત્રીની જાત મુ,
આશુ કીધો આવડોતેં ઉતપાત મુ.
છેતરીને છાતીમાં મારી કટાર મુ.
ક્યાં જન્મનુ વેર વાળે છે આવાર. મુ.
વીજ શુને રામ કાઢે વનવાસ, મુ.
બેઠી છે કરવા કુળનો વિનાશ. મુ.

વશીષ્ટ—( લાલ નેત્રથી ) રામ સુંદર.

રામ ગણ્યો તુંને માત સમાન, અભાગણી તેં આશું કીધુંરે,
ક્રુર વચન માગ્યું થઇ બે ભાન. અભાગણી તેં આશું કીધુંરે.
નહીં બેપે રાજ રામ વિના ભર્ત અ. રામ સાથે વન માંહે જાશે તર્ત અ.
રામ વન કાઢી વાળ્યો આડો આંક અ. રહ્યુ તુંજ શીર મહોટુ કલંક અ

# પ્રવેશ. ૧૦

## સ્થળ માર્ગ

લક્ષ્મણ— ( મારા વાલા પીતાજી શી વાત વદો.—એરાહ )

મારા વાલા વીરાજી આશુંરે થયુ
આ શુંરે થયુ સુખ દુર ગયું માર. ( એ ટેક. )
મનમાં હોંસ હતી જે ભારે. તે સૌ પામી નાશ.

આશું માત કેકઇએ માગ્યાં વચન પીતાની પાસ માર.
એથી ક્રોધ વ્યાપ્યો છે મુંજને દિલમાં ઉઠી જવાળ.
આપો આજ્ઞા જો કેકઇનો કરૂ ત્વરાથી કાળ. મારા.
રામ—શાણાવીર ન કરોધજ કરશો, ચાલો વાર બહુ થાય.
લક્ષ્મણ—દુષ્ટ કેકઇ વચન સુણીને, લાગી અંતર લ્હાય. મારા.

# પ્રવેશ. ૧૧

## સ્થળ કૌશલ્યા ભુવન.

કૌશલ્યા—આરતી ( જયદેવ જયદેવ જય મંગળ મુર્તી એ ઢબ )

જયદેવ. જયદેવ. પ્રભુજી સુખના દાતા. પ્રભુ. ( ૧ )
અખીલ બ્રહ્માંડમાં અવિનાશી, છો પ્રખ્યાતા. જય. (ટેક)

છીંત આવ છે પ ી સુદ્ધિમાં આવી. )

દોશરૂ ા— ( ગોપી ીર લડકા એ રમ )

સુણો પુત્ર માગ, લાડકાય નહીરે જ્વા દેશી રાનમાં ( એ ટેક )

રામ—કઉશલ્યા માતા આગ્ના અપેરે જવાને રાનમાં એ ટેક ),

કોશલ્યા—પ્રાંય અંગી છો પુત્રજ મારે, છે કોમળ તુજ કાય;

વદન કમળ શમ દાસે તારે તુજ વીખુ ના સેહ્‌વાયરે. સુણો.

શુખ સખુ હુ મુજ વાડીમાં જાણે ન બીજુ જેત,

તોપણુ મુજને મુકી ચીયરે વાલા વનમાં કેમરે, સુણો.

રામ—મળી છળાયો વચનને કાજે વેચાયો હરીશ્ચંદ્ર રાય,

આપણા કુળનો ધર્મજ એ સત્ય વચન મીથ્યા ન થાયરે કઉશલ્યા

કઉશલ્યા—તાપ શીત રૂપા તત પડે શીરાં બાઘ નિદ્રા વનં વાટ.

કાયમ પગે કંટક વાગે ચડવા પડે ગીરી ઘાટરે, સુણો.

એ વીણુ છે દુખ વનમા ઝાઝુ, ના તમથી સહેવાય;

લક્ષ્મણ—કૂડ વચન કેકઇનાં જાની ન જાવુ ઘટે વન માંયરે;

શીર છત્ર માગ માનો વીરારે વચન આ મહાર. ( ટેક )

માતાજી પરવશ પડીને કરવા બેઠા કુલ નાશ,

( પણ ) રહુ આ રાજપાટ તજીને, ના ચીયરો વનવાસરે શીર,

નથી ખબર વનવાસ કોઇને. કરી લો કબજે રાજ;

તેમાં વિઘ્ન કોણ કરી શકે હુ તમ પક્ષે શીરતાજરે. શીર.

હોય પ્રીતાથી કે કામી પણજે આગ્ના કરેજ પીતાય

તમે કહ્યું તે સરવે ખર પણ ન્યાય તે કેમ મીથ્યાયરે.

સુણો બંધુ મારા શાણા સમજુરે વિચારો મનમાં; ( ટેક )

( કઉશલ્યા પ્રત્યે )

આજ્ઞા પીતાની પાળવી નીશ્ચે, મુખ્ય એ મારો ધર્મ,
સુર્યવંશની રીતજ એછે, આચર કેમ કુધર્મ રે. કઉશલ્યા૦
કૈશલ્યા—પ્રતીજ્ઞા પાળી કૈકઇની, મુજને કરી નીર્મુળ;
પ્યારા પુત્ર ન થાવ નગેરા, દૈવે દીધુ ઘણુ દુખરે. સુણો
રામ—માજી શોક કરો શા માટે; સમજી શાસ્ત્ર અભિપ્રાય
ચૌદ વરસ વન ભોગવી આપની કરૂ પ્રિતે સુ સેવાયરે કૌ.
કૈશલ્યા—રાગ-મલ્હાર ( અલખ નીરંજન જોગી—એ રાહ )
રંગ ભુવનમાં આ રહુ ભયાનક સરખુ ભાસે,
દૈવે દાટજ વાળ્યો મુજનો કાપી નીરાશી
શાણા પુત્ર મારા રે રે રે હો, સાથે આવુ વનમાંરે—( એ ટેક )
એકલડી હુ નાહી, કહો રહુ કોને આધારરે;
કેકઇ વેરણ મારી દે દુખ મુજને નીરધારરે શાણા,
અતી દીલમાં દવ લાગ્યો, આ ચીત્ત ચરરર ચીરાએ;
પુત્ર વિજોગે કદીએ મુજથી નકી નહી રેહેવાયરે; શાણા.
રામ—તમે કરો અહી સેવા મમ પીતા તણી રહી પાસે,
( આ ) ચૌદ વરસ તો કાલે સહેજે માજી વહી જાશે;
કઉશલ્યાજી માત રે રે રે હો, આવવુ નહી ઘટેરે ( એ ટેક )
( રામને વળગીમે )
કૈશલ્યા—માનો કહ્યુ ન માર, ઓ પુત્ર સંકોમળ મારા,
આ હૃદય ફાટી જાયે. આજ્ઞા કયમ આપુ પ્યારા;
સુણો પુત્ર મારા રે રે રે હો જાવા ન દઉં વનમાંરે
( રામની ઘણી જવાની હઠ જોઇ )
હૈયુ પટે તન તુટી, આ જાત કહેતાં મારી;

વનમાં રક્ષા કરજો, રે સુખ સાગર ગોવારી.
દીનબન્ધુ વ્હાલુ રે રે રે હો; વાર કરજો વીઠલારે
દામોદર કૃપા કરજો, મમ સુતની કરજો વાર;
કુળ દેવ્યા કરૂણાળુ, છે પુત્ર તુમ આધાર. દીન.

# પ્રવેશ. ૧૨

## સ્થળ—રસ્તો.

લક્ષ્મણ—રાગ-મલ્હાર ( અલખ નીરંજન જોગી - એ સાહ )
આના આપ વીના તો, મુજથી પણ નવ રહેવાય,
ઘડી એક તે મુજને. કંસ કોડ વર્ષ સમ થાય;
શીર છત્ર મારા રે રે રે હો, સાથે તેડો વનમાંરે (એ ટેક)
તમો વિણુ આ વૈભવ તે લાગે છે શો વિષ જેવાઃ
નકકી વનમાં આવું, સાથે હું કરવા સેવા. શીર.
રામ—( લક્ષ્મણનો આગ્રહ જોઇ)
ભ્રાત તમારી મરજી, છો સુખ દુખના વિભાગી.
મુજ અર્થે રહેમ વનમાં, આવો છો વૈભવ ત્યાગીઃ
બંધવના સનેહી રે રે રે હો, આગો રજા માતનીરે.

# પ્રવેશ ૧૩ મો.

## સ્થળ—સુમીત્રા ભુવન.

લક્ષ્મણ—બનજારો ( પ્રિયં પ્રિય વિના દી ભાઇ - એ સાહ )
મુજ વિનતી લો આ શરીકારી, સુને રજા દીયોમા મારી એ ટેક
કૈકએ ચાલની પાસે માગ્યાં બે અવ્વલ હુંસારીરે;
દર્યા કપટે રામ દુખકારી. સુને રજા દીયો મા મારી.

ઘણું કોમળ સીતા તમાર તન સાથે લેવામાં વિચાર અમારે
(અંત. ઘણું—એ ટેક)

કોમળ ચર્ણે કેમ ચાલશો એવી સુને જંગલ;
અહિં રહી એની સેવા કરજેસાથે આવેથી સેહું પડે વિકટવન. ઘ.

**સીતા—** **ગીતી સાવણી.**

તમ સુખે સુખીહું, તમ દુખે હાસી આ દુખીયારી;
મુજને સાથે તેડો નહિં તો આ હું દેહ તજુ મારી.

**રામ—સીતાથી** ચોપાઇ.

મુકો રદન કરવું આ ભારી. ચાલો જઇએ ગુરૂ પાસ નારી.

( જાય છે. )

## પ્રવેશ. ૧૬

### વશીષ્ટાશ્રમ.

રામ— **રામગ્રી દિપચંદિ.**

દંડવત પ્રણામ ગુરૂ કરૂં, આવ્યો આપની પાસ;
હઠ કરી આવિયાં સીતા, મુજ સાથે વનવાસ. દંડ
(સીતા સન્મુખ જોઇ) પૂછો ગુરૂને પ્રિયા તમો. આપે જોઇએ આજાય;
સંગે લઉં નારી વન વિષે; ના કરે કોની હાય
પુછો ગુરૂને પ્રિયા તમો.

સીતા—(ગુરૂ પ્રત્યે) આજ્ઞા આપો ગુરૂ મુજને; ઓકલા ન રેવાય;
સ્વામીની સેવા માટે જવું હું મારાજ વનમાંય. આજ્ઞા.

વશીષ્ટ—ના હા કરે નહિં લાક લો રાખો ત્યો રઘુરાજ

લક્ષ્મણને પણ વન વિષે સાથે લ્યો રઘુરાય.

શાસ્ત્રજ સાખ પુરે સદા.

# પ્રવેશ ૧૭ મો.

## સ્થળ—કેકઇ ભુવન.

રામ રાગ-ભર્તહરીનો ( ધીક રૂપેયા ધીક મુજને—એ રાહ. )

આજ્ઞા આપો મુને તાતજી. જાઉં વન મોઝારજી;

કૃપાદ્રષ્ટી કરો મુજ ભણી થાય છે ઝાઝી વારજી. આજ્ઞા;

આજ્ઞા અમૃતસમ આપની કરૂં કેમ મીથ્યાયજી.

સ્વર્ગાદિ સુખને નવ ગણું કરૂ વન તપસ્યાયજી આજ્ઞા,

દસરથ—વનફળ કયમ ખાઇ પેરસો રચ્યો આ સર્વે ભંડારજી,

કેકઇ—પહેરશે ત્રણે જણા અંગમાં વલકલ છે તૈયારજી.

ઉતારી શણગાર અંગના.

એમ કહી વનકુલ લાવી રામ ને સીતાની પાસે મુકે છે.

દશરથ—(ક્રોધાવેશમાં )

તુજ વચને ચંડાલની રામને કાઢું વંનજી;

તોપણ સંતાપે શંખણી, દયા લેશ ન મંનજી

ધીક ધીક ધીક ધીક છે તુને

વસીષ્ટ—હાથમાં આવી) (સુણો દિલી તખ્ત ધરનાર—એ રાહ

રામ ગણે તને માત સમાન પાપણી પુરૂં વેર વાળેરે;

પેરાવે વનફુલ ચહબેભાન, પાપણી પુરૂ વેર વાળેરે. એ (એ ટેક)

ક્યોં સીતાએ શો તુજ અપરાધ—પા. કાઢે ચંડાલણી વન માંહે સાધ. પા.

દુષ્ટ કેકૈ તું નીરદે પાણીજ પા. રાજ ખુટાડ્યુ ખરે તે પાપણીજ. પા.

**દશરથ**—( મુખ ક્રોધમાં આવી જુસ્સાથી ) **રાગ શાહુર.**
રાંડ પાપણી કરેછે પતરાજ, પા. તારી જનનીઓ જાણી શેને કાજ પા.
શું કર બંધાયો તુજ વચન, પા. નહિતો પમાડું તુજને પતન. પા.

**રામ-લક્ષમણ**— (**ધીક સુવા ધીક મુજને એ ર.હ** )
બાપુજી ક્રોધ શાને કરો: અમને લાગે છે વારજી;
**અસુર થાયે છે અતી ઘણું જાણેં વન મોઝારજી.**
આજ્ઞા આપો સુને તાતજી.

**દશરથ**— **લલીતવૃત.**
**અરર હાયરે શું હવે કરૂ સુત વને જતાં શુંય ઉગર્યું;**
**અતી ઉમેદતો મુજને હતી, અરરર પ્રભુ આપી કુમતી**
**વચન આપતાં શું થયું અરે, કરમ ફોડીયું આજ હાથરે,**
**ખચીત આ સમે સુઝી શી મતી, અરર તેં વિભુ આપી કુમતી.**

**સીતાને ખોળામાં બેસાડી )રાગ મલ્હાર( અલખ નીરંજન જોગી એર.હ)**
કુળ દીપક તું દેવી મમ સુત વધુ સકુમાર.
બાળક વનમાં કાડયાં મુજ જીવીતને ધિક્કાર,
આ તન સીત ઘામનું પડશે વન દુખ અપાર;
સ્ત્રીને વશ થઇને રે રે રે હો, અન્યાય મેં આદર્યો રે. એ ટેક.
પતીની સેવા કરવા ને વનમાં જાઓ વીચારી;
એથી ઉજ્વળ કીર્તી જગમાં વધશે તમ સારી;
રક્ષા વનમાં કરશે, શ્રી હરી મોરારી. સ્ત્રી.

**રામ-લક્ષમણ**— ( **ધીક સુવા ધીક મુજને એ રાહ** )
જાઓ શાણા સુમંતજી: રથ કરોને તૈયારજી;
**નક્કી જવું હવે વન વાટે, લાગે ઝાઝી અહી વારજી.**

જલ્દી લાવો રથ આ સ્થળે.

**કૌશલ્યા.**—હાય હું કેમ વેઠી શકું દુખ પુત્ર વિયોગજી.

**દશરથ**—હાય હવે ક્યાં જઇ રહું મમ મળીઆછે ભોગજી:

દવ મુજ દેહે લાગીઓ.

**રામ–લક્ષ્મણ**– શોક નીવારો પીતા તમે.......................

( કૌશલ્યા સુમીત્રા પ્રત્યે ) દુઃખ આણો લગારજી.

અનતુ સદા તે અનેજ છે એમાં આશી આંસુધારજી

આજ્ઞા આપો વાર થાય છે.

**સુમંત**— **ગીતી લાવણી.**

લાવ્યો છું રથ આંકી: ચાર અશ્વ જોડીને તમ કાજે;

મહારાજ બીરાજો આપ.........................

**દશરથ**—................હાય સુને ધીક વન સુત બીરાજે.

( એમ કહી મૂર્છીત થઇ જમીન ઉપર ઢળી પડે છે )

**સુમીત્રા**—પ્યારા પુત્ર તમ ભ્રાતની સેવા કરજે વન માંજી;

મુજ સમ સીતાને ગણી સારી કરજે રક્ષાયજી.

**શહયા સુ૦**—...................વેલેરા વળજોરે વન થકી

**વશીષ્ઠ**– વિજયી થજો તમે વન વીશ રંજો કુશળક્ષેમજી.

કરશે રક્ષણ ત્રીભુવનપતી, પ્રભુ રાખશે રેમજી.

વેલા પધારજો વન થકી.

# પ્રવેશ ૧૮મો.

## સ્થળ અયોદ્ધાની ભાગોળ.

**પ્રજાજનો–(કાઇ હાલ કહે જાકે મેરી પરીકો સમજાકે એરાહુ)**

વન **વીચારો** સુખકારી કયમ સેસો કષ્ટ ભારી (એ ટેક.

સદ્દગુણ સાગર રામજી પોતે, લક્ષમણ મહા રણવીર.
વચન પીતાનું પાળવા નીસ્ચે વિચરો બને વીર- વન.
પ્રજા પુત્ર સમ લેખો પોતે, દુખ હરતા સુખકાર,
અતી વિપરીત આ કાર્ય છે, રહયો ન દુઃખનો પાર, વન.
રામ—અયોધ્યાવાસી સજ્જન સૌ સુણજો, કરો શોક સૌ દુર,
લખ્યું નશીબે થાય ન મીથ્યા પશ્ચિમ ઉગે સુર
ભાઇ દૈવનું ધાર્યું થાય નથી કોઇ તણો ઉપાય (એ ટેક)
વદ્દલજી—કોણ સુણસે રાવ હમારી........................
રતનચંદ—.........................હો પામર અતીપાગ.
દામચંદ—આપ જવાથી હાલ્યું હાલ્યું..........................
સોહન—.........................આ પામશું કષ્ટ અપાર. વન
કાશીરામ—ઘણી રસિતા આતા વન કેરો, કયમ રહેશે કોમળ તન.
લક્ષમણ—હો સગળુ સાંભળ સજ્જન સૌ દુખે કાપશું વન,
રામ—જાઓ પાછા તમે પુર માંહ, નહી કલેશ કરો દીલમાંહ.

## પ્રથમ અંક સમાપ્ત.

# અંક બીજો.

## પ્રવેશ ?

### સ્થળ-જંગલ

રામ—( અબ ચલો (૨) નમોહન તેરા લે ચલુ ગુરૂ મેં મેરા) એ ચાલ
પરવરો (૨) રહીશું આંહી, તમે જાઓ અયોદ્ધા માંહી

ઉર ધરો (૨) નચીંતા કાંઇ, તમે જાઓ અયોધ્ધા માંહી.
મુજ માને કેજો ધીર, ધીર દેજો તાતને વીર.
ઓછે અતી ઉર અધીર.

**સુમંત**—અરે શુ આ, વદોછો આ.... ... ... ... ...

**રામ**— ... ... ... કહુ કેમલા રહીશું આંહી —તમે.
વન ચૌદ વર્ષ તે જ્યારે, તે પુરાં થયેથી હારે,
કહેજો તે આવશે ત્યારે, થાય છે વાર જાઓ નીરધાર.
આવુ ધીક્કાર મુને આ વાર. રહીશું આંહી. તમે.

**સુમંત**—કહી જાવુ (૨) ન પુરની માંહી મુકી તમને હુ આંહી.
હુ આવુ (૨) હર્ષી મન માંહી, તમ સાથે જંગલ માંહી.
કયમ તમ વણુ પાછો જાઉ હુ આતી મનમાં મુઆલુ
શું મુખ રાયને બતાવુ, અરે ધીકાર.

**રામ**—નીતી ભંડાર, માત આ વાર, રહીશુ આંહી. તમે.



## પ્રવેશ ૨

### સ્થાન—કટ જંગલ.

**સુમંત**—(સ્વગત) ( કોઇ હાલ કહો જાઉ—એ રાહ )
વન મુકીને ચાલ્યો રામ અરે આશુ કર્યું મે કામ—(એ ટેક)
હુ હતભાગી રામને ત્યાગી પરવંરૂ પુરમાં આજ.
ધીક ધીક જન્મ્યો વૃથા જનુની કરવા નીર્દય કાજ. વન૦
રામને વન કાઢી કૈકઇએ, કીધો કાળો કેર,

મન માંહે મર્યાદ ન આંણી, વાળ્યુ પૂર્વનું વેર. વન૦
સે માટે આ પ્રાણ જતા નથી, શુ દેખાડીશું મુખ
રામ વીના રથ રાયજી દેખી, પામશે અની દુખ. વન

## પ્રવેશ ૭

### સ્થળ—કેકૈ ભુવન!

**દશરથ—** ( ધીક સુતા ધીક મુજને એ રાહ. )
ક્યાં છે કહો ભાઈ રામજી, મુજ જીવન હારજી,
ક્યાંછે લક્ષમણને જનક સુતા, ચંપાકળી સકુમારજી. ક્યાંછે
પ્રાણજીવન વિના રથ સુનો, પેખી થાય પરીતાપજી.
**સુમંત—**મહારાજ માન્યુ ન માહરૂ, રહ્યા વન માંહે આપજી.
ટેક પોતાની તજી નહી.
ઘણુ કહીને સમજાવીયાં સીતા લક્ષમણ રામજી,
સમ દઇ પાછો વાળ્યો મુને કહયા તમને પ્રણામજી. ટેક.
**દશ—**પાપ જાગો આશો હારમો, થયો પુત્ર વિયોગ.
હુ અંધની ગઇ લાકડી, કોણ કર્મના ભોગજી.
લાગ્યો દાવાનળ દીલમાં.
( એટલુ બોલતાં સ્વર્ગવાણી થાયછે )
**કૌસલ્યા સુમીત્રા આદી રાણીયો—રાગ પરજીઓ.**
( વોય હાયરે કાશમશા દુલા પ્યારા. ) એ રાહ.
વોય હાયરે પલમાં ગજબ થયો ભારી.
વાગી કાળજામાં આસી કટારીરે હાય. એ ટેક

રઘુધીર વિજેકૃત સ્વામી રહ્યો ત્રીલોકમાં જશ જામી,
આ પતીના વૈકંઠ્ય અમે પામીરે, વોય હાયરે પલમાં ગજબ થયોભારી.
ઈંદ્રનાથી વૈભવ અતી દીસે, હવે તે દેખી મન કેમ હીશે.
ચીત લાગીછે લાય ચોદીશેરે                                   વોય૦
રામ લક્ષમણ સીતા ગયાં વન. વળી તેમાં સ્વામી પામ્યા પતંન
હાય કેમ આ થાય સહંનરે.                                   વોય૦
ચોર લુટીને મારજ મારે, એમ કીધું પ્રભુ તેં આવારે;
વહે આંસુ તયન ચોધારેરે.                                   બોક૦

( માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે. એરાહ )

બોલો બોલો બોલો સ્વામીજી સોહામણા,
કેમ સુતા છો નીંદ્રામાં ભરપુર;
ઉત્તર આપોને પ્યારા પ્રીતથી,
વાહ વાલમજી દુખે કીધાં ચકચુર.                                   બોલો૦
હમણાં બે વન ઉપરે બોલતા હતા,
કેમ મુગા થઇ સુતા છો કો' આ વાર,
ભયાનક આ ભાશેછે મંદિર માળીયાં,
આપ જવાથી અમતે કો'નો છે આધાર.                                   બોલો૦
રોઇ રોઇ રાતી થઈ આ આંખડી,
આપ વિયોગે આ રદય ફાટી જાય;
રહયુ કેમ હાય જશે આ તમો વીના
ચિત્ત અમારૂ આ ચરરરરર ચીરાય.                                   બોલો૦

વશીષ્ટ—ઝુલણા—છંદ. ( ભેરવીમા પણ ગવાય છે. )

કરયું કલ્પાત સર્વ હો પરહરી, પંચ ભુત નાશવંત દેહ જાણી

જગત આ સર્વ માયા તણુ ચીત્રછે સ્વપ્ન સમ જાણવું ધુળધાણી
કલેશ ના લેશ કરવો ઘટે એહમાં બેસ આ માહરી શીખ માની
માટે આ મોહને સમજીને શું તજી, ના રુવો આંખમાં આંસુ આણી.

## ગિતી-લાવણિ.

હે સમજુ શાણાં સૌ વાત વિચારો દીલ અંદર આવાર;
તેડાવો આ વેળા, ભરત શત્રુઘન બંનેને નીરધાર,

## ત્રીતાળી-ચોપાઇ.

ભર્ત બેસસે રાજ્યાશન ત્યારે રાયને થાસે દહન;
માટે જલદીથી સુમંત જાઓ, ક્ષણુ વાર ન ખોટીજ થાઓ
ફેરજો નહી જે ગયા રામ વન, વળી રાયજી પામ્ય પતંન,

**સુમંત**—શીર આગ્ના ચઢાવી હુ જાઉં, જઇ ત્વરાથી તેડીને આવું.

---

## પ્રવેશ. ૪

### સ્થળ—સમ્રામપુરનો રસ્તો.

**સુમંત**—(લાવણી) તેરી ઉલ્ફતમાં હુવા બદનામ—એ રાહ)

કરો કદિ લક્ષ કોટી ઉપાય, લીખા સો લેખ ન મીથ્યા થાય,
કર્મની વાત અરે ન્યારી, કર્મને આધીન નરનારી. એ ટેક)

(ઝુલ) કરમે મુરખ કરમે પંડીત, કરમે રાજા રાંક,
કરમે જોગી કરમે ભોગી, કર્મ તણો એ વાંકરે,
રાંકજન કરમે રાય કહેવાય, લીખાશો લેખ ન મીથ્યા થાય;
દેશ નૈષધ કેરો નળરાય, સતી દમયંતી તણો પતિ થાય.
રચ્યો દુષ્કર્મે રાજા દુત, ભમ્યો વનમાં કાળો થઇ ભુત.

(જુવો) નળ નોકર થઇ રહ્યો અયોધ્યે, ભમતી દમયંતી,
માશીને ત્યાં દાસી રહી પણ. ભેટ થઇ શાંતીરે.
વળી શીરછત્ર ધરાવ્યો રાય, લીખા શો લેખ ન મીથ્યા થાય.
નસીબે વાળ્યો આડો આંક, કોણ રાજાને કોણજ રંક;
જુઓ અયોધ્યાના રાજન. નામ દશરથ અજ સુત પાવન.
(જુઓ) પુત્ર ચારથી રાય પનોતા. સ્વર્ગ સમુજ સદન;
(પણ) અંત સમે દશરથની પાસે, ન મળે એકે તન:
વનમાં ગાયજ શ્રી રઘુરાય, લીખા સો લેખ ન મીથ્યા થાય.

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—સંગ્રમપુર,

ભરત— ત્રીતાળી ચોપાઇ.

મામા વાત સુણો એક મારી, આવ્યું સ્વપ્ન આજે દુખકારી:
અમો ચાર બંધુને પિતાય, તેમાં એકને વિઘ્નજ થાય.
એવું સુચવેછે એ શુકન, થયું એથી દિલગીર મુજ મન;
શંત્રઘ્નજી—ભાઇસ્વપ્નસાચુંનહોય, દિલમાં આણોવેમનકાંય
મને કેવું આ સાચું માનો, ઉરમાં દીલગીરી ન આણો;
ભ૦ શ૦—નથી ધીરજ રેતી હૈયે, અમો આજા આવ્યપુર જઇશું.
(એટલામાં સુમંત પ્રવેશ કરેછે તેને માન આપી બેસાડેછે.)
ખુશી છો કેમ સુમંત ભાઇ, આવું થયું કેમજ આંહી;
ખુશી છે રામલક્ષમણ સાર. માત પિતા અને પરિવાર.
સુમંત—ભાઇ કુશળ છે, રઘુનાથ તેડ્યાછે મમને મુજ સાથે.

આજ્ઞા માગી મામાજીની સાર, શીઘ્ર થઇ બેસો રથ મોઝાર.
ભ૦ શ૦—આજ્ઞા આપો મામાજી જઇયે, હાલું વર ન પોહોંચાશે;
સ મામાજીઃ—ભાઇઆપનીજેવી મરજી, આવજો આપનું આધિરજી.

## પ્રવેશ ૬ ટો,

### સ્થળ—માર્ગ.

ભરત— (કુંવરી કુંવર મારા લાડકા—એ રાહ)

બાઇ અરે કોપ કંઇ થયો, નક્કી આપણે ઘેર;
ઠેસ વાગી લોહી નીકળ્યું મુકસું મામાનું શેર. બાઇ૦
ફરકે છે લોચન માહરૂં, ડાબું ફરકે શરીર;
કર થયો હશે કાંઈ મો. મુને રે' નવ ધીર. ભ૦ઇ૦
સાચું કહેરે સુમંતજી. છે ત્યાં સૌ સુખ માંહ્ય;
સુમંત—રામ લક્ષ્મણ, આરોગ્ય છે, કરો કલેશ ન કાંય
ફોગટ ખોટી શું થાઓ છો,

## પ્રવેશ ૭ મો,

### સ્થળ-કૈકે ભુવન.

ભરત૦રાટ—રાગ ગરબી ( સાંભળો સામળીયા પ્યારા—એ રાહ.

ગજબ આ શો થયો ગુરૂ ભારીરે (૨)
પિતા ગયા સુરલોક શી રીતે કહો તે વિસ્તારી.
થયું કેમ ઓચીંતું આતુરે, (૨)
અરે હાય કહો સાચુ અમને મનમાં મુઝાઉં. ગજબ.
કહાં છે રામચંદ્ર બંધુરે, (૨)
દેખી એમને દુર જશે આ શોકરૂપ સિંધુ. ગજબ.

વશીષ્ટ— સીતાજી–ચોપાઈ.

માગ્યા વચન તમારી માતાયે. તેતો આપ્યાં તમારા પિતાયે;
કહ્યું ભર્ત કરે મમ રાજ રામચંદ્ર જાએ વંન આજ.
ભોગવે ચૌદ વર્ષ નીર્વાણ, તે વિયોગે તજ્યા રાયે પ્રાણ;
માટે બેસો તમે રાજ્યાસન, પછી રાયને થાય દહંન.

ભર્ત— ( પડવાની પણ પ્રીત—એ રાહ )

એ શું વદો શરિતાજ ગુરૂજી મારારે;
કેમ કરૂં રામ વિણ રાજ ગયા વન પ્યારારે.
મોર ચહે ધનઘોર ઘટા શુભ રીતરે;
વળી ચાતક ચાહે ચંદ્રને અતિ પ્રીતરે.
હંશ ચહે નીજ મંન માન સરોવરરે;
ગુરૂ તેમ ચહું છું ચિત હું શ્રી રઘુવરરે.
બ્રહ્મગૌહત્યાદિક પાપ તે મુજને થાયજરે;
વળી રઘુવરજીની આણ કરૂં જો રાજ્યજરે.

(પોતાની માતા કૈકે પ્રત્યે ક્રોધથી) ભ.પાળી કલ્યાણ દ. ૧

( આઠવેરી શુધ બંગાલી બાણુ )

અરે અભાગણી માત અઘોરજ આચારે તેં કીધું કામ;
દુખ સર્વને આપું વનમાં મોકલીયા શ્રી રામ;
તુજ વચને આ પીતા મારા પામી કષ્ટ ગયા સુરધામ.
અતુલ્ય પાપે અવતરીયો હું હાય તુજ કુખે નીરધાર:
ધીક ધીક બુદ્ધીને કાપણ તુજ અવર હોતતો મ.રત ઠાર:
બતાવ્ય નહિં મુખ તારૂં મુજને અરે કહું છું લુણ હરામ.

શંખ્ર— ગીતિ આવણી.

ભાઈ કરે કેકે શું, છે દાસી મંથરા તણો એ વાંક.
ભરમાવી મુજ માતા ... ... ... ... ...

વિદુષક— ... ... ... ... અરે રાંડને આપો શુંદરપાક.

ભરત— (મ્યાનમાંથી તલવાર કાઢી ક્રોધથી મંથરાને)

( સુણો હીરજી તખ્ત–એ રાહ )

સુણ હરામ લોંડી તુ કમજાત, પલીત તુને ઠેર મારૂં રે;
આશો કરાવ્યો રાંડ તેં ઉત્પાત, પલીત તુને ઠેર મારૂં રે ( એટેક )
વાસી થઇ નફટ વધાર્યું તે વેર,–પલીત–ધીક ધીક ધીક કીધો.
કાળો કેર—પ૦

વશીષ્ટ—( ભરતનો હાથ પકડી )

હાંહાં આ હત્યા કરીશ નહીં ભાઇ; થવાનું હતું તેતો થયુંરે.
એમાં હવે વળવાનું નથી કંઇ થવાનું હતું તેતો થયુંરે.
રાજ બેસી કરો રાયને દહન. થવાનું.............

વિદુષક—..............માર મારો ટાઢું થાય મુજ તંન
લાડુ મેં જાણું લાખ પાંચારે—

(ભરતનું કહેવુ પણ સાંભળી રામની ચરણ પાદુકા સિંહાસન પર ધરી તેને છત્ર ચામર કરી ભરતને હાથે રાજાની દહન ક્રિયા કરાવે છે તેમાં કેટલીક રાણીઓ સતી થય છે. )

ધર્મ સનાતન પાળે તેવા [૨] મમપર કેનું પ્રજા હીતરે. શુ૦
[સુલ્ફ્રતાલ-ચમાર્ગી પંજાબી ઠેકા—(હશન બીના અખીયાં

તરસ રહી-એ રાહ.]
મહારાજ પ્રજા સુખીયારી સુખીઆરી, નથી દુખીઆરી: મહારા—એ ટેક.
સ્વર્ગ સમુ છે રાજ્ય પરેશ્વર, ન્યાય છે નીજ સુખકારી. મહા.
વેદ વીધીથી ધરમ કર્મ પાળે, નરનરી શીળવ્રત ધારી. મહા.
મજગનસીંહ૦—(રાજા પ્રત્યે) શાંતાથી બોલાય.
ગણિકા નૃત્ય કરવાને આવી. આજ્ઞા હોય તો લાવું બોલાવી;
(રાજાના નેત્રદ્વારા હુકમથી બોલાવી લાવે છે.)
વિદ્યુત્મુખી ગીતિ-પ્રાકૃણી.
સુખકર દુખહર સ્વામી, વિદેહ નૃપને ઘણી ખમા કહીયે;
રહો સદાકાળ સુખી ... ... ... ... ... ...
સેનાધિપતી— ... ... ...વિદ્યુત્મુખી ગાયન કર ખુશ થઈએ.
જનક.—જોગીયા આશાવરી.
ઋતુ છે વીલાશી રૂડી આ વસંત, કરો તેહનું ધ્યાન ગણિકા સુકંઠે;
વિદ્યુ-હુકમ હું ચઢાવુ શીરે શીરતાજ, અતી ધન્ય આનંદનો દીન આજ.
હુસેની તાલઅદ્દાની (લોક નગર ગયે રહેરે-એ રાહ.)
આનંદ ઉર વ્યાપ રહેરે (૨) બસંતીકી બલીહારી ન્યારી. આ-ટેક.
વન ઉપવન કી કુંજમે, કરત કોકીલે ગાનરે.
હુની ધુન ચીત લાગી રહે (૨) મદન દીલ દેહ દહેરે બ— આ
કમ વધારણું દંપતી; વાય સુગંધ સમીરરે.
નારી દીલ અંદર પ્રીતમ (૨ અંગીયાં બીક ચહે ચહેરે-બ-આ—

ગુણવંત— સીતાજી ચોપાઇ.

ખુસહાલી સભા તે આવરે,... ... ... ...

જનક— ... ... ...આપો એને શોભે મણગરે

વિદુષક—ગણકાનો હાથ ગ્રહી ગીતી લાવશી

કમળ વદન કમળાક્ષી, હું અક્ષરમીનેજ મળે—ક્યાંથી

કુંડું બ્રાહ્મણ બોલો. પુન્ય લાગશે લે મુજને યાથી

(એટલામાં એક અનુચર આવી રામ સીતાને લક્ષ્મણની વનમાં જવાની ખબર આપેછે તે સાંભળતાંજ રાજા મુર્છા ખાઇ ઢળી પડે છે,)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ-મિથીલાપુરની ભાગોળ

**જનક-(મન માને નહીં, શા ફેરા સમજાવું એ ચાલ )**

આ શો ગજબ કર્યો, આ વેળા તે ત્રણભુ દીના નાથરે ટેક— !

અરે ઓચીતું આ શુંજ થયું; સરવે મુજ સુખ તે દુર ગયું.

પુત્રી જામાત્ર દુખના જાથ સહસ્યા આશો ૧

છે કોમળ તન એ બેઉ તણું; કેમ સહેશે કષ્ટજ વન તણું

દુખ વેઠયું નથી કોઇ દીન તણું; આશો-૨

સુનયના—અતીપાપ પૂરવભવેજ કર્યું;મહા મુનીનું શું અપમાનકર્યુ

તે આ ભવમાં દુખ આવી નડયું. આશો.

(સેવકપ્રતી)ભેઇ જા ઝટ વાર લગાડ નહી; રથ જોડી સીઘ્ર લાવઅહીં

મારે મળવા જવું છે રામ જહીં;

પ્રજાજન—મહારાજ ખરે; આવીશુ અમે સૌ આપની સાથરે

જનક—જાઓપાછા તમે પૂરમાંભાઇ; મુજ ઉપર મેર કરી કાંઇ

પુત્ર તમે અહી વનમાં આવ્યા, વિરહ તે દુખદાઇરે. કરમ.
આપ વિયોગે તમ પિતાયે, પ્રાણ તજ્યા પલમાંહીરે. કરમ.

(પીતાનું મરણ સાંભળી રામ લક્ષ્મણ મુર્છીત થાય છે; તે વસીષ્ટ સુદ્ધીમાં આણતાં )

**૨૭ લ૦-(ઓધવજી સદેશો કેજોશ્યાથને એ રાહ)**

હાય અરે આ કરમે કાટજ વાળીયો,
પ્રીય પિતાજી પામ્યા અરે પતંનજો;
વાત સુણ્યાં કાળજ ઘાવાગ્યો કારમો.
તાત વીરહનું દુખન થાય સહંનજોહા.
સુર પુર ૯૯ ધીર વીર પીતા તમે,
કરી દેવ સરખાની સારી સાંયજો;
વરા પરવાને મારી શુક્ર હરાવીયા,
પ્રજા હિતેચ્છુ સૌજન ચિતમાં ચાયજો. હા.
જળ માગ્યું ત્યાં પય આપ્યું પીતા તમે.
લાડ લડાવ્યાં આણી અદકો પ્યારજો
પ્રીય પુત્ર કહી હાવે કોણ બોલાવશે,
હવે કોણ તે લડાવશે કો લાડજો. હા,
અમો પાપી અતિકંઇનાઅદલોવાળીયો,
થયા ઓશીગળ આપતણા અપારજો.
મરણસમયપણસુખનાજોયુંઆપનું
તજ્યા પ્રાણઅમવાયોથી નીરધારજો. હા

**વશીષ્ઠ**—(ખારજ છ ) **ગીતી લાવણી.**

તજો શોક આ સરવે, ક્ષણભંગુર આ દેહ તણો ભાવ;
**તમ** પીતા પામ્યા મોક્ષ, છો સમજુના શોક કરો કાંઈ.

**પ્રતીહાર**— **ગીતાળી ચોપાઈ.**

આવે વિદેહ નૃપની આ વાર ... ... ... ...

**વશીષ્ઠ**— ... ... ... આવો સામા જઇયો નિરધાર.

(જનકાદિ સમાજને માનપુર્વક સર્વે બેસ્યા પછી; ભરત ઉભા થઇ હાથ જોડીને. )

**ભરત**— (ધીક સુધા ધીક મુજને એ ચાલ )

દીકર જોડીને વિનવું, સુણીયે શ્રી રઘુનાથજી;
કલંક ચડ્યું શીર માહરે, તે ઉતરો મહારાજજી.

પુરમાં પધારો કૃપા કરી-ટેક.

પ્રણતપાળ દયાનીધી, અજીત બોધ અગાધજી;
પુરો મનોરથ દાસના, ક્ષમા કરી અપરાધજી. પુરમાં,

**રામ**—ભાઇ કદાપી એ બને નહીં, અપકીર્ત કર્યા અસત્યજી.
એક બાણુ એક પત્નીવ્રત, એકવચની હું સત્યજી;

અંતર મોસ્યું ના આણશો. ટેક.

તે માટે ભાઇ જાઓ તમે, અવધપુર ગોઝારજી;
પ્રીત થકી તમે પાળજો, પ્રજા સૌ પરીવારજી. અંતર.

**ભરત**—અવધનું રાજ કરું નહીં, મુજશીર મોહપાપજી;
સોગન છે ગુરુ ચર્ણના, વળી બાહુબાપજી.

રાજ કદાપી કરું નહીં ટેક.

આપની સંગે રહું અહીં. સેવા કરવાને કાજજી;
દેહ તજીશ હું માહરી, તમ વીયોગે મહારાજજી. રાજ.
રામ—ચૌદ વરસની ઉમરે, અનુરદશ દીન સારજી;
મધ્યાન સમયે મળીશ હું. જઇ તમને નીરધારજી.
ટેક હું મારી તજુ નહીં.
ભરત—નિશ્ચે નંદીગ્રામમાં જઇ, ધરી બેસું તપસાયજી;
આપતા આવ્યા વીના કદી, પ્રવેશું ન પુરમાંયજી. રાજ.
રામ—(ભરતનું કઠણપણું જોઇ સુમંત શતરઘ્નને પાસે બોલાવી)

ચોપાઈ—ધીરાના.

ભાઇ સુમંત શતરઘ્ન, માનજો મારૂં સત્ય વચન
જઇ અચારજો રાજ સુરીતે, પાળજો પ્રજા પુરની પ્રીતે.
ગુરૂ ને પુછી પગ ભરજો. ભુંડું કોઇનું કદી ના ચીંતવજો
મને પળજો તાતની રીતે, સેવા માતની કરજો સુપ્રીતે.
સુમંત્રના—(સીતાને રડતે આંખે) (રાગ કલ્યાણ તાલ કેરવો)
ઓ દીકરી દુખી મારી—મારી (૨)
ઘણું સુકોમળ છે આ તુજ તન. કેમ સહેસે દુખ ભારીરેઓ
એક ક્ષણ નથી દુખ દીઠું, વન વસવું દુખકારીરે. ઓ.
આચરજો શીયળવ્રત હમેંશાં, પતી આજ્ઞા શીર ધારીરે. ઓ.
કાળજ કટકા થાય છે મારૂં, પેખી તમ દુખ ભારીરે. ઓ.
સીતા— લલીત ત્રત.
અરર માતરે તું રમે રડે. કરમમાં લખ્યું કોઇ તે નડે,
મુજ કરૂં કર્યો આગલે ભવે, ખચીત પાપતો, તે નડે હવે.

નથીજ એહમાં દોષ તાહરો, કરવું કષ્ટ આ, માજી પરહરો.
ભવનમાં રહો દીલના દમો, ફીકર માહરી ના ધરો તમો.

જનક — ગીત.ની ચોપાઇ.

(સીતાને માથે હાથ મુકીને )
કુળ દીપક પુત્રી મારી. નથી વીશ્વમાં ઉપમા તારી;
વસવું ઘણું દોહલું વન બેટા રાખજે ધીરજ મન

સીતા—રખે તાતજી મન દુખ આણો, સુખ દુખ ઈશ્વર કૃતીજાણો
લખ્યું કરમે ન થાય મીથ્યાય, રાખો ધીરજ સુદ્ર પીતાય.

કે:૦ સુ૦—(સીતા) ધીક ગુમા ધીક સુજને—એ રાહ )
બાળપણામાં બાપજ તુને; દૈવે દીધો વનવાસજી
હવેરે મેળાપ ક્યારે થશે. ક્યારે બેશીસું પાસજી
દૈવે આ દાટજ વાળીયો.

રામ લક્ષમણ—પુરમાં પધારો અરે તમે; રાખી ધીરજ મનજી
આપ્તધરાશી દુખી થાયછે, માનો મારૂં વચનજી
પુરમાં પધારો. કૃપાકરી—

કોશલ્યા સુમીત્રા—વિધીયે સોબત અવળી કરી; વણસાડ્યું સહુકામજી
વિખુટાં ન પડે ત્રણે જણાં, સિતા, લક્ષમણ, રામજી
ધરજો ધીરજ સુપુત્રજ સદા.

રા૦ લ૦—આવીશું અવધ વીત્યા પછી, ચીંતાન કરશો અમારીજી
પામીશું વીજય સહુ સ્થળે, આશીશ ફળશે તમારીજી. પુરમાં.

(વસીષ્ટ પ્રત્યે)
ગુરૂજી ઘણું શું કહું તમો છો અતી ગુણ ભંડારજી
તેડી આ સરવે સાથને; જાઓ પુર મોઝારજી. પુરમાં.

(જનક પ્રતી—)
આપ સૌ અવધ પધારજો, વળતી જાજો સ્વદેશજી
શિખવજો સતરૂત્રંનને; રાજ રીતસુ બેશજી. આપ સૌ.
(સરવે જાયછે.
રામ— ચીતાળી ચોપાઇ.
હવે રહેવું ઘટે નહીં આંહી; ચાલો જઇએ અવર વનમાંહી
અવલોકીયો ઠામ આપણો. વળી આવશે અવમના જનો
લક્ષમણ——શિરછત્ર ખરી કહી વાત, માટે ચાલો જઇએ જેહભ્રાત

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—પંચવટી.

સીતા–( રાગ–સોરઠગરબાની દેશી–મહાકાપરેથયોતેકળી–એચાલ )
સ્વામીનાથ આ જગ્યા દિશે શોહામણીજો;
વૃક્ષોતણી ઘટાની છયા થી કહું ઘણીજે. સ્વા૦
સીતળ સમીર નીર સ્વચ્છ વહે ગોદાવરીજો;
લત વૃક્ષની કરે કથા લરી લરીજે. સ્વા૦
જાઇ જુઇને હીં હડોળા ખાતી આંબ શાખજો;
મંડપ ઉપરે લચકે લૂમી રહીછે આ દ્રાખજો. સ્વા૦
ઠામોઠામ આ છવાયા મઠ રૂપી તાણાજે;
મધુર શબ્દ બોલે તરૂવરે કોકીલ ઘણાજો. સ્વા૦
લક્ષમણ–મહારાજ ખરી વાત સીતાએ કહીજો;
પંચવટીની જગ્યામાં ખામી કંઇ નહિંજો.

મહારાજ આ જગ્યા દિશે સોહામણીજો;
રામ—ખરે ઠામ આ પેખી મન હરખે શહીજો.
દિવસ નિર્ગમાં સદા સુખે અહીં રહીજો;
ખરેખાત આ જગ્યાં દિશે શોહામણીજો.

### સીતાણી ચોપ.ઇ.

ભાઇ લક્ષમણ રણધીર. કાંઇ ફળ લઇ આવોને વિર;
ક્ષુધા પીડેછે ભાઇ શરીર, માટે વિલંબ કરશો ન વિર.
લક્ષ૦—આજ્ઞા આપની શીર ચઢાવું, ત્વરાથી ફળ લઇ અહીં આવું.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—દંડકારણ્ય.

લક્ષમણ—(સ્વગત) રાગ—મ.૯. (મેરા ગમકા તરાના—એ રાહ.)
અતિ આ ખુશકારી. છે વન ભારી, દેખી દિલ હરખાય.(ટેક)
પ્રકૃતિની બલીહારી: દે ચીતઠારી; છે વન ભારી દેખી—
ઝુકી રહી છે લતા કેવી; સુંદર પુષ્પ અપાર
જાંમફળી દાડમ નારંગી; સીતાફળા નીરધાર
સતપત્રી સારી: દ્રાક્ષ અપારી, દે ચીત ઠારી દેખી—

### ગંતો લાવણી.

પેલુ જાળું જંગી; વસવા વાઘ વરનું ઠેકાણું
છે જન પીડાકારી; આજ સસ્ત્રથી એનો અંત આણું
એમ કહી સસ્ત્રથી જાળાને છેદન કરે છે એટલે સુર્પનખા નામ
ની રાક્ષસણી પ્રવેશ કરે છે. )
સુર્પનખા—(જાળા પાસે આવી પોતના પુત્રને મરણ પામેલો જો

ઇ મૂર્છીત થાય છે પછી સખીઓ સાવધ કરે છે એટલે )

**ભાસીની વૃત**

અરર સખીમારી;શોપઆશોથયોરે હવેહરહરમારો; હર્ષ તે સૌગયોરે
કરાણુસુરઅદુષ્ટે; કર્મ આ કીધભારી; અતિ મુજસુતેં પ્યારો; ના-
ખીયો હાય મારી
પરભવ નીજ હસ્તે; પાપસાં કીધ ભારી; પ્રીય સુત નીરખીને;
અંગ અગ્નિ પ્રજારી
કયમકરૂ સખી હાવે; ધીરનારેલગારી, અરરરરરજલ્દી; છેડું આદેહ મારી.

**સખાયો—( ઇંગ્રેજી—દાદરો સુંદરી રીસાવવું આમ એ રાહ )**

અરે મારી બાઇ પ્રાણ છોડવો શું ઠીક છે
જેને થઇ ગઇજ વાત થાય ના મીથ્યાયરે
મારનાર પૂત્રનેજ સોધવામાં ઠીક છે
માટે સોધો આ ઘડી જલ્દીથી એને આજરે
શોકને તજી અમારૂં માનવામાં ઠીક છે.

**સુર્પનખા**—ખરી વાત ખેપ કરી ખોળી કાહું મારનાર
વેરી પૂત્રનો ખરેજ મારવામાં ઠીક છે

**સખીઓ**—જુઓ જણાય છે આ પગલાં કોઇક શુરવીર:
અરે જુઓ પેલો જણાય.........

**સુર્પનખા**—..........ઠીક ઠીક ઠીક છે.

એમ કહી સુંદર સ્વરૂપ ધારણ કરી લક્ષમણ પાસે જાયછે.)

**સુર્પ૦—(પ્રેમની પીડા તે કોને કહીએ એ રાહ )**

મોહી રહીછું રમીત હાસ્યમાં, રે પ્રાણપ્રીય મોહી, (એ ટેક)

હજુએ હું વાલાવરી નથી કોઇ સંગે,
સોધુ સ્વામી અહરનીશ ઉલાસમાં રે; આ.
ભુમીમાં ભમી ન મળ્યો મુજ સમ સ્વામી
તેથી અતિ રહેલી ઉદાસમાંરે; આ.
સુંદીર સ્વરૂપવાન આજ મુજને મલ્યા,
એથી છું ચકાઇ મોહ પાશમાંરે; આ'.
રાજ્ય પૂત્રછોજી ધીર વીર આપ પુરા.
હું છું પણ પતિવ્રતા પ્રકાશમાં રે.
થશે જુગલ જોડ આપણી કહુંછું સાચું,
નીર્ગમી શું દીન સૌ વિલાશમાંરે. આ
માટે વરી તન મન શીત આ પમાડો,
રંગથી રમો કરો નિરાશમાંરે. આ.

લક્ષમણ—(ઇંગ્રેજી લાવણી છે જનપાળક એ રાહ)
સુંદરી કહી તેં વાતજ સાચી, પણ એ થાય ન કામરે
વડિલ છે ભ્રાતા રઘુરાય, તે છે મુજ શીર છત્ર સદાય.
તસ આજ્ઞા વિણુ ના પરણાય, શીર એશે અદલામરે, સુંદરી.

સુર્પ૦— ત્રીતાળી ચોપાઇ.
આમ જૂઠાં સું બ્હાનાં બતાવો, ત્યોને પરણીને પ્રીતમ લાવો.
નવ માને જો મન તારૂં, લઇ આજ્ઞા આવું બેસો વારૂં.
(એમ કહી રજા લઇ આવે છે)

સુર્પ૦— ત્રીતાળી ચોપાઇ.
જૂઓ પૂંઠે લખ્યું છે ઉમંગે, તમ ભ્રાતે પરણો મુજ સંગે.
હવે વિલંબ કરો ન લગીર; મુને રે'તી નથી રતી ધીર.

લક્ષ૦(પ્રગટ લખેલું વાંચી) લાવણી ઓ ભગવાન પતિ નાદાન એ રાહ)
રે આવ નારી એથાંઇ, તજીને ભ્રાંત, વર આ શાન્ત, હવે તો વાર.
આજ્ઞા લઇ આવી અહિં, થયું બહુ સાર. (એ ટેક)
તુજ રૂપ રતીથી અતિ સિંહથી કટી, ચાલ ચમકતી; મુને હરખાવે
કરી મંદ મધુરી હાસ્ય હસીજ હસાવે
છે ગૌર ગુલાબી ગાલ, અધર પ્રવાલ, નાગ સમ બાલ, દિલ ખુશકારી
મ્રગનયની મીઠું બોલી, ચીત્ત હરનારી,
તૂઠયા આજે શીવરાજ, થયાં શુભ કાજ, અતિખુશ આજ, થયું મન માક
આજ્ઞા લઇ આવી અહિં, થયુંબહુ સારં.
માટે આણી મન વાલ, ફીકર તજ લાલ, પણે તું ચાલ, ઉમંગેઉર
સુર્પનખા—ચાલો પરણો પ્રીતમજી, આવું હું રે,
(એમ કહી બંને એકાંતમાં જાય છે ત્યાં લક્ષમણ; સુર્પનખા
નાં નાક કાન કાપી નાંખેછે એટલે તે વિક્રાળ ભયંકર સ્વરૂપ
ધારણ કરી નાશી જાય છે)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—લંકા.

રાવણ—( રાઅઇંદ્રસભાનોરાજાજીતો સો ગયે દિયાનકુછઇનામએ રાહ)
પ્રાણ પ્રિય મમ પ્રધાનજી છો, ચતુર વિચીક્ષણ સાર;
વધારી સૌ દેશો જીતી મુજ, કિરતી અપરપાર,
કોણ દહમો છે જીત્યા વિણ વળી પ્રાણ ન મને આણ;
વળી આપણી પ્રજા સુખી કે, દખી કહો નીરવાણ.

**પ્રહસ્ત**—શીર છત્ર કહું શીરનામી, લંકાપત સૌ શીરતાજ;
સ્વર્ગ મૃત્યુ પાતાળજ વિષે, સ્થાપ્યું આપનું રાજ
સુર શકગ જે સ્વર્ગ તણા તે, ચમકે છે સુણી નામ,
આપ તણા ભય બ્રહ્મા શીવ. વિષ્ણુ ને છે અભિરામ:
અસુર સર્વ આનંદે વરતે નમળે કષ્ટ લગાર
રાજ કાજમાં નીપુણ ન્યાયવંત રૈયતને સુખકાર.
( એટલામાં લોહીએનીગળતી સુર્પનખા આદિ સખીઓ પ્રવેશ કરેછે.
**રાવણ— નીંદ ભરીરે નીંદ ભરી—એ રાહ.**
આ શું થયું રેએનઆ શું થયું. અંગથી આ લોહી કેમ જાએ વહ્યું
તુને છતાં હું કોણે દુખ દીધું (૨) કર્ણનાક તારૂં કયાંરે ગયું;આંટેક
આ ભુમીમધ્યેકોને શીશ બેછે(૨)જમપુરજાવાકોનેમનથયુ; આ
કેજરદીતેનેચાંચળવત ચોળું (૨)તુજદુ:ખ દુખીનગણે સહયું; આ
**સુર્પનખા—સીતાજીના મહિનાની રાહ.**
સુંણ બંધવ મમ બળવંત; કહુ મુજ વાતરે
સખી સંગે ગઇતી હું આજ; દંડક વન પ્રાતરે
આવી પંચવટી કો રહયા. વિર બે એક સુંદરી,
રામ લક્ષમણ તેહનું નામ, સીતા સ્વરૂપે ભરી.
નથી એવી ત્રીલોક ત્રીયાજ, રતીથી રૂપે અગી.
લઇ જાવું હું વીરને કાજ, એવી મેં ધરી મતિ.
તુજ બેન જાણી મુજ ચાપીશા; નાકને કાનરે.
હણ્યો સંભર મારો સુત, કર્યું અપમાનરે.
સુરનુર પ્રતાપ તુ ધીક. મારી આ દશા થઇ

છતાં તુજ; મળ્યું તારૂં રાજ, આ લાજ તારી ગમ.
કરે વિપ્ર સૈ જપ તપ હોમ. દંડક વનમાં સદી
આપશે દીજ લોકને લંક; તારી પાસેથી લઇ
માટે ઉઠ શું બેસી રહ્યો, કર તારૂં કામરે
લાવે હરણ કરીને સિતાય; ખરૂ તુજ નામરે

રાવણ— ( સુણો દિલ્હી તખ્ત-એ રાહ )

અરે રામને લક્ષમણના શા ભાર; ખચીત જઇ ઠેર મારૂં રે
એણે લાજ મારી લધી નીરધાર; ખચીત જઇ ઠેર મારૂં રે (એટેક
તારૂં દુખ જોઇ આવે અતિ ઝેર-ખ-ધર ધીરજ વાળુ હું ખરૂં. વેર-ખ-
આલેચાલ્યો દંડક વન મોઝાર ખ-લાવું હરણ કરીને સીતા નાર ખ-

## પ્રવેશ ૪ થો.

### સ્થળ લંકાની ભાગોળ

રાવણ-લાવણી મુજ ઉપર ગુજરી પિના પાદશાહ ઝાણી-એ રાહ

કર્યું આજ રામ લક્ષમણે માનભંગ મ રૂ;
માટે જઇ સીતા હરણ કરૂં હું વારૂ.
પણ ત્યાં જઇને હું તરતી બલકારૂં;
તેને સુઝેન વિચારૂં દિલમાં ક્ષણું.
હાહા મુજ મરીચી રેછે જ્યાં હી,
તે થાસે મૃગ મટે જઇશ્હીમાઉ ત્યાંહા
મોહીત સીતા થઇ હઠ લેશે ઝાઝિ,
મારવા જશે મૃગ નારીદુઃખે દાઝી
પછી કરૂં કપટજેથી લક્ષમણ પણ જાશે;

એથીઆ બંધુ તણુ કામ થાશે
ચાલ હું જલ્દી મામાને તેડી જાઉં;
આ વાર રધુ સીદ ફોગટ ખોટી થાઉ

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—પંચવટી.

રામ— ઉપેંદ્ર વ્રજાવૃત.

ખરે અહી આવીને મુજ સંગે; વનો તણું કષ્ટ વેઠે ઉમંગે
સમાવતી શોક મારો સદા તું; રીઝાવતી તાવતી ના કહાતું
પતિ દુખે દાઝનારી તું પ્યારી; પતિસુખે સુખીયારી થનારી
સદા સહે ભુમી મધ્યે સતનું; તજ્યુ પતિ કાજ તે શ્રેષ્ઠ ખાણું

સીતા— શીખરણી વૃત

સદાયે સાંખુ હું; શયન ભુમી ખાવું નીચ વળી
સદાયે સાંખુ હું; શરીર તડકો શીતજ ખરી
સદા વસ્ત્રો જૂનાં દુખજ પતી સાંખીશ સુખથી;
કદિ સંખાયે ના; વિરહ પતિ પ્યારાજ મમથી.
( એટલે લક્ષમણ ફળ લઈ આવે છે તે પ્રત્યે

### ગીતી—લાવણી

અહો દીયરજી મારા, વ્રત તમારી સૌ લીધી જાણી;
ક્યાં છે મુજ દેરાણી, પરણી ગુપ્ત ક્યાં રાખ્યાં પટરાણી.

લક્ષમણ——(હસી) પીયર ગઇ પટરાણી. નાક કાન કાપીને વાળાંવી
હતી એ રાવણની બેન, કપટ કરીને વરવા એ આવી.

રામ— ચોતાલી ચોપાઈ.

હવે સાવધ રેવું ભાઇ. આવશે દૈત્ય મહા દુખદાઇ,

(એટલામાં વાડીની અંદર મહા સ્વરૂપવાન મૃગ ચરતો જાય.)

સીતા— ઉપજાતી વૃત

અરે જુવોને મૃગ સ્વામી મારા; કેવા દીસે છે વાગજ રૂપાળા

ત્વચા દીસે છે સોવર્ણ સરખી, શુદ્ધ મણીરા હું જોઇ હરખી.

( રાગ બનજારો. )

મગ વીનતી ઉર ઉતારી મૃગ એ પતી લાવો મારી—(એટેક)

વીધીયે ઘડયુ રૂપજ તેવુ, છે ત્રીભુવનમાં નાહી એવુરે:

રહ લાગી રૂપ નીહાળી, મૃગ એ પતી લાવો મારી.

રામ—ગોરી ગુણવંત થઇને મૃગ મસરે મોહીત થઇનેરે;

કેમ હણુ રંક જીવ પ્યારી, શાણી વદ વાણી વીચારી-(એ ટેક)

સીતા શુ એમ કહી સમજાવો, મૃગ ચર્મની ચોળી કરાવોરે

મુજ અંગ શોભશે સારી; મૃગ એ પતી લાવો મારી.

રામ—એ ચર્મ તણી શી ચોળી જન જોઇ કરે ઠંઠોળીરે

મુકી દો હઠ એ પ્યારી શાણી વદ વાણી વીચારી.

વીણુ અપરાધે શે હણીયે સૈને નીજ આત્મા ગણીયેરે:

રાખીયે દયા દીલ પ્યારી, શાણી વદ વાણી વીચારી.

સીતા—મમ માટે મેરજ લાવો, મૃગ એમ મારી નવ આવેરે;

લીધુ મે હેત ઉર ધારી મૃગ એ પતી લાવો મારી.

રામ—રામા શુ બોલે આવુ, હું એક પત્નીવ્રત કાંવુરે:

છે વધું તુ પ્રાણથી પ્યારીર શાણી વદ વાણી વીચારી

કદી હઠ આવી નવ કરીયે, ચોળી પર મોહ ન ધરીયેરે

( સીતાપ્રત્યે ) ગઝલ. ( નારીના કટાક્ષ પાસ–એ રાહ )

અરે આર્ય ભીક્ષા મુને દેતુ આ સમે,
ભલી દીસે ભાગ્યશાળી ક્ષુધા દેહ દમે.

સીતા—ભલે મહારાજ આજ પધાર્યાં તમે;
મહા મુનીનાં દર્શનોથી તાપ સૌ સમે;
મમ પતિ ગયા છે વને હમણાં આવશે,
અર્ઘપાદ પુજી તમને તે જમાડશે.

રાવણ—પીતા માત દેશ ગામ પતિનુ શુ નામ ?
નામ સ્વસુર તાણું કવણ કયમ વસ્યાં આ ઠામ.

સીતા—સુનેના માત, જનક તાત સ્વસુર દસરથરાય.
અવધ દેસ મુજ પતી રામચંદ્ર થાય;
પીતુ વચન પાળવાને આવ્યા આણે ઠામ,
અસુર સર્વને સંહારી જાશું નીજ ધામ

રાવણ—કવરપત ત નાર તુ એકલી મઢીમાં સાર
હરણ કરી જસે કો અસુર કરે અપ ર

સીતા—નથી જોગી કપટનાં તું વદે છે વચનઃ
કપટદષ્ટે જુએ છે તુ કપટ તારે મંન.

રાવણ—અરે શિવ શીવ આવાં વચન વદે સતી કેમ,
કલંક શીદ ચડાવે કુડું રાખ જરા રેમ;
ભીક્ષા દેરે જાઉં જલ્દી ગુરૂ તણી પાસ,
ફળ ફુળાદિ ક્ષુધાથી ને આણી થા ઉલાસ.

( સીતાજી મઢીમાંથી લાંબે હાથે ફળ આપવા જાય છે તે- વેળા રાવણ હાથ પકડી ખેંચી અને બેસાડી લઇ જતાં— )

સિતા ત્રાતાળ—ચોપાઇ.
વારે ધાજો લક્ષમણ રઘુરાય એ કો દુષ્ટ હરણ કરી જાય.

# પ્રવેશ ૬ ઠો.

સ્થળ—દંડકારણ્ય

રામચંદ્ર— ત્રીતાળી ચોપાઇ.
મુકી એકલી સિતાને વીર; કેમ આવ્યા અહીં રણ ધીર
ફરે આ વન દૈત્ય અપાર; જાશે હરણ કરી કો આ વાર

લક્ષમણ ગીત્ત લાવણી
આજે લક્ષમણ વીરા પાડી બુમ કો દૈત્યે કપટ કરી
કરી શ્રવણ સીતાએ તેહ, મોકલીયો મુજને દાસ માંય ડરી
(એજ ગળીત થઈ
વળી વચન વીષ જેવાં કહ્યાં સગી જ્વાળા લાગી મુજ અંગ
તે શું કહું તમ આગે, જાણે પ્રાણ મુજ તત તજુ શ્રી રંગ
રામ—પુન્ય પવીત્રજ પુર, છો જાણું છું સર્વ પ્રકારે ભાઇ
ન મળે રતિ સ્વપ્ના માંય; મોહ કામ મત્સર આદી ઉર માંઇ

ત્રતાળી ચોપાઇ.
એવાં મંન રામાનાં અધીર; હોય દુખ ન ધરશો હે વીર
ચાલો જઇએ હવે નીજ ધામ તમે શોક સમાવા તમામ
(ચાલતા રામને પગે ઠેસ વાગવાથી.)
ભાઇ થાય છે માન શુકંન નક્કી આસેજ કાંઇ વીપંન •
માટે ચાલો ત્વરાથી હે ભાઇ... ... ... ...
લક્ષમણ—... ... ... ... ...એવો વંમ ધરો નવ કાંઇ

## પ્રવેશ ૭ મો.

### સ્થળ પંચવટી

**રામ—** **( ભઠી સુની જોઇને )**

( સ્વામીનાથ સ્વામીના ; સ્વામીનાથરે એ રાહ. )

પ્યારી સતી; પ્યારી સતી; પ્યારી સતીરે,
આહીં નથી; આહીં નથી, આહીં નથીરે.

**રાગ ધુન** ( મેરે ગુરૂને બતાઇ રીત પ્રીત કેસી તોડીયો—એ રાહ )

ક્યાં છે ક્યાં છે હો લક્ષમણ વીર, ધીર નવ રે' રતી. ટેક
ક્યાંછે કહો મૃગ નયની સીતા કોમળ અતી શરીર.
તમે એકલી આહીં મુકીને; આવ્યા વનમાં વીર; ધીર નવરે' રતી ક્યાંછે
(એમ કહી પોતે મુર્છીત થાય છે તેમને સાવધ કરતાં. )

પ્યારી સતી; પ્યારી સતી પ્યારી સતીરે
આહીં નથી આહીં નથી આહીં નથીરે (૪)

**વસંન્ત તીલકા વૃત.**

પ્યારી પીયા તુંજ વીના પ્રગટે ઉદાસી
રે શું કહું તજી ગઇ સુખની વીલાસી
ખાવુ પીવુ નહીં ગમે તુંજ વીણુ પ્યારી
હોશે ઘણું દુઃખ કદી તુજ વાત ન્યારી
દુભી નથી અરર મે તુંજને કદાપી
માગી મુખે અમુલખી ચીજ આણી આપી
માગો અરે મૃગ ખરે તમ કાજ પ્યારી
આણી દયા ન ઉરમાં પણ તોય મારી
દેહે અતુલ્ય દુખ હુ તુજ કાજ સેવું,

પ્યારી ઘટે ન કરવું કદાપી શું એવું
રીસાઇ તુ ક્યમ ગઇ પતીને વીસારી
તારા વીયોગજ થકી તનુ દેહ મારી
આવેજ ચાહ પલ એક ન વીસરાતી
ઇંદુથી જે અધીક તુ સરસીજ કાંન્તી
જોવા રહયો ટમ ટમી તુજને હુ પ્યારી
દે તુ મુને દરશ વાલી વળે કરારી
બોલે નહી, ક્યમ અરે દીલ રજનીરે
ગોરી ગુણે અતી ભરી ગજ ગામનારે
આધાર પ્રાણ મમ તુ પ્રીય છેજ ઘેલી;
હાયેજ મોહ કુપમાં ગઇ કેમ ડેલી
રે શો કર્યો ગજબ આ વીધીયે અરેરે;
લીધીજ લાજ મમની કવણે અરેરે
જઇશુ પુરાં વન કરી અવધે અરેરે
દેખાડીશુ શુ મુખમાર ગુરને અરેરે
દે દે મુને દરસ હુ દુખીયો થઉરે
ના ના નહી તુજ વીના અવધે જઉરે
જો હુ જઉ અવધમાં તુજ વીણુ પ્યારી
નક્કીજ આ તલખી પ્રાણુજ જાય નારી
લક્ષમણ (ધીરજ આપતા) રાગ ધુન
( મેરે ગુરને બતાઇ રીત એ રાહ )
મુકી રદન કરવુ આ વીર ધીર આપો રહે-ટેક
વીર વનમાં સોધો સઘળે, ધારી મનમા ધીર;

અરે દીસે આ કોટ અસુરતાં પગલાં શ્રીરઘુવીર. ધીર મુકી
ધીર ધરી સ્થળ સુનું પેખી હરણ કર્યું વડવીર:
શાણા સમજુ થઈને બંધુ શોક તજો શુરવીર ધીર મુકી.

( શોધ કરવા જાય છે )

## પ્રવેશ ૮ મો

સ્થળ—રાવણનો એક તંબુ.

રાવણ—(સાજના [illegible] કરો ના ઉ[illegible] ર અશો-એ રાહ)

પેખી પદમની તને આ હું બન્યો બેહાલરે ટેક
શોક તજી મને સ્વીકાર; લાવ હૈયા માંહ્ય ધાર:
સુખનો રહે ન પાર, નારી તું સંભાળરે    પેખી૦
રામની અનીજ મારી રાણી એક છેજ નારી;
થા સુખી મુને સ્વીકારી હું ત્રીલોક પાળરે. નારી;
રામ સંગથીજ શારે, પામ્યા સુખ શું તું નારે;
કર પટરાણી પ્યારથી તુંનેજ લલરે    પેખી

( સીતા—ધ્રુવ વેશથા સુણું [illegible] રે-એ રાહ)

અરે મુરખ રાવણ મતીમંદ સતી તે સત કેમ ચુકેરે:
ધીક ધીક આવું બોલતો રે, બધ સતી તે સત કેમ ચુકેરે ટેક.
હું છું જાણ ખરી ક્ષત્રાણીની તન સ. મીથ્યા કરે છે મલીન નીજ મન
અલ્યા એક રાશી સીંહને શીયાળ સ પણ સમાન આવન ભુપાળ.સ
મેરૂ ગરૂડને દરીદ્ર દાતાર સંસાર સુખ તણી એક રાશી ધાર સ
કદિ અવની આકાશ એક થાય સ ભલે સુર્યોદય પશ્ચીમે જણાય. સ
ચીંધ દનમાં આવશે બને શ્રીરામ સ તારો સંહાર તે કરશે સાક્ષાત સ
શરીર બંને મુને હરત તણો સ્પર્શ સદઈ આપ ભસ્મ કરીશજ તન સ

**રાવણ** **ગીતી—લાવણી.**

અરે કોઇ સેવક છે.......................

**સેવકો**..................હાજી આપ હજુરમાં છે તૈયાર,

**રાવણ**—આ આને લઇ જાવો અશોકવાડીમાં હમણાં નીરધાર;

રાખો પેરા માંહે જાય નહી રૂડા રીતે સાચવજો.

ત્રીજટા તું પણ ત્યાં જા રૂડી પંરે એને રીઝવજો.

# અંક ચોથો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રૂષ્યમુખ.

**સુગ્રીવ**—( રામલક્ષમણને પંપા સરોવરને કાંઠે બેઠેલા જોઇ ડરીને

( હનમાન આદી પ્રત્યે )

**ત્રીતાળી ચોપઇ.**

જુઓ પંપા સરોવર તીર પેલા બેઠા બે બળવંત વીર.

નિશ્ચે વાલીયે મોકલ્યા એહ મુને મારવાને ન સંદેહ

માટે જાઉં ગહ્વર અહીં પાસ બંને વારનો કરૂ વિનાશ.

(એમ કહી નાસી જાય છે તેને અટકાવીને

**હનુમા** - બાજી સહસ કામ ન કરીયે પછવાડેથી મુરખ ઠરીયે;

**માટે** બેસો રાખી મન ધીર કરી આવું પરીક્ષા હું વીર.

( રામ લક્ષમણ પાસે જઇ )

કોણ છો બાઇ કોના કુમાર, દીસો રાજનતી સકુમાર

શા કારણે નીકળીયા છો વન કોણ માતા પીતાને વતન

**રામ**—હનુમંત સુણો મુજ વાત; દેશ અવધને દશરથ તાત

પાળવાને પીતાનું વચન; તેહ માટે નીકળીયા છી વન.

કુંવ રામ આ લક્ષ્મણ સાર રહેતાં પંચ-ટી મોઝાર
હરી અયર્ણાં સીતા નાર; કરી હરણુ અંચો કો ગમાર
તેની સોધજ કરવાને કાજ; ફરીયે વનમાં કપીરાજ

**હનુમાન**—( પોતાની માએ આપેલા એંધાણુથી રામચંદ્રને ઓળખતાં નમસ્કાર કરી )

**ભેરવી** ત્રીતાળ ( હત વીના ન પમાય એ રાહ )

આપ છો દીન દયાળ; રઘુવીર આપ છો દીન દયાળ
જય રઘુકુળ કમળ શુભાનુ જય ત્રીલોકના પાળ, રઘુવીર
શાક્ષી દ્રષ્ટા ચરચર સ્વામી; દ્વીજ સુર સુખ કરનાર રઘુવીર
એવા પ્રભુના પદ પંકજને; પ્રણમું હું વારંવાર. રઘુવીર

**રામ**— ત્રીતાળી ચોપાઇ

ધન્ય ધન્ય વીર હનુમંત. થા ચીરંજીવી મહા બળવંત
અમો છુ ચાર બંધુ જેમ તેવો પાંચમો તું પણ તેમ
પેલા કોણ છે વાનર ચાર, દીસે એ પણ બળીયા અપાર

**હનુમાન**—પેલો સુગ્રીવ કપીનો ઇશ: કરીયે તેની રક્ષા દીનનીશ
એહ રૂષીમુખ પરવત માંહે વાલીના ભયથી રહે આંહે
એ શું મૈત્રી કરો માહારાજ, તેથી સરસે આપનું કાજ

**રામ**—એવો સુગ્રીવ છે બળવંત થયો વાલીથી કેમ ભયવાત

**હનુ**—વાલીને કોઠે વીજય સાલ; તેથી કોઇ થકી ન જીતાય

**રામ**—લાવે સુગ્રીવ સીતાની શોધ; અપાવું રાજ હણી વાળી જોધ

**હનુમાન**—કોઇ અસુર લઇ એક નાર; જાતોતો ઉર્ધ્વ પંથ નીરધાર
પાડું રૂદન કરતી તે નાર સુણીને અમે કાધો હોકાર

દેખીને અમને તેણે આ ઠાર નીજ વસ્ત્ર ફેંક્યાં તેણીવાર
છે તે વસ્ત્ર અમારી પાસે; હાટયાં પેલા પત્ર તમાં ઉલ્લાસે

**રામ**—માર્ઇ વસ્ત્ર છે હું તુજ પાસે લાવ્ય જલ્દી જા આંહી ઉલ્લાસે
તેડી સુગ્રીવને પણ લાવો; લક્ષ્મણે મીત્રાચારીનો લાવો
( હનુમાન જાય છે ને સુગ્રીવને તેડી લાવે છે, ને વસ્ત્રો રામ આગળ મુકે છે તે લઇ છાતી સરસાં ચાંપીને )

## વસંત તિલકા—વૃત

શોભે શશીવદની તું; કમળાજ અંગે; વાણી મધુરી વદતી; હરદ ઉમંગે
થાઉ ખુશી મન વળી; નીશદીન જોઇ; જોતાં જડે નહી ધરા; તુજ સમ કોઇ
અંગે ધરી સરસતું; શણગાર વા'લી આવે ઘણા હરખથી; મુજ પાસ ચાલી
કંઠે ધરી કર વળી; હ્દીયે સમાતી; તારા વીયેગજ થકી, ઉભરાય છાતી
રાખુ અરે મન વળી; દ્રઢતા કરીને; રે તું નથી જરૂર આ; હાલતો ઠરીને
વાતો નથી ગમતી હું રહુંછુ ઉદાશી;પ્યારાં કર્યાં અરર શું; મુજને ની રાશી

**સુગ્રીવ**— ત્રીતાળી—ચે પાઇ

રાખો ધીરજ શ્રી મહારાજ; થશે હીંમતથી સહુ કાજ
મારે ચીન્તા ધરો ન લગાર; કરો હાંશથી મીત્રાચાર
( પછી અગ્નીની સાક્ષીએ મૈત્રિ કરિને રામ વાલીને મારિ સુગ્રીવને રાજ આપવાના; તે સુગ્રીવ સીતાની સોધ લાવવાના કોલ કરાર કરેછે )

**રામ**—( સુગ્રિવ પ્રત્યે ) ગીતિ—લાવણી

જાઓ તમે જલ્દીથી; વાલીની સાથે યુદ્ધ કરવાને
પાછળથું આવું છું તમ શત્રુ વાલીને હણવાને
(સુગ્રીવ જાય છે)

## પ્રવેશ ૨ જો

### સ્થળ- કિષ્કીંધાની ભાગોળ

સુગ્રીવ—(કોને કહ્યા શ્યામ લાલ તાર તાર તાર—એ રાગ )
આજ હું કરીશ અંત નીવડું સહી વાલીથીજ પાછો હું કદી હઠું નહીં:
હરાવ્યો એણે મુનેઅનેક વારવાર આજ યુદ્ધમાં જઈજલ્દી કરૂ સંહાર
વિજય માળથી લગારપણ મતે નહાર,પરશુરામનીહવેજશા છે એના ભાર
ગર્જના કરજઈ હું શી લગાડું બારઆવશે સુણી એગર્વ આણીને અપાર

## પ્રવેશ ૩ જો

### સ્થળ—કિષ્કીંધામાં વાલીનું રંગ ભૂવન

વાલી-(નેપથ્યમાં ગરજના થવાથી ગીતી—લાવણી.
કરી ગર્જના ગાજી શુગ્રીવ શુણુ હમણાં મુજ પ્યારી;
આપો આજ્ઞા જલ્દી ઉતવળો આવું શતરૂ મારી.
( એમ કહી એકદમ ઉઠીને જાય છે. )

(તારા (હાથ ઝાલીને ) રાગમંડ (અમનોમાં રૈનગુજરી રાજા એ રાહ
મુજ પ્યારા પતિના જીવરે, મારૂ માનો મહારાજ. (એ ટેક)
શુગ્રીવ આજ લગી તમથીરે ડરતો દિલની માંહ્ય;
કારણ છે કંઇ વાત વિચારો આવ્યો યુધ્ધે આંહ્યરે. મારૂ
સ્વામી મે સંભળાયુ એવું, દશરથ શુત શ્રીરામ;
પીતુ વચન પ્રમાણજ કરવા વન સિધર્યા અભિરામરે મારૂ
તેમની આ સિતાને હરીરે, ગયો લંકાનો રાય;
તેની શોધ કરતા અહિં આવ્યા શુભ મુખ શ્રી રઘુરાયરે; મારૂ.
તેની મદદે શુગ્રીવ આવ્યો લડવાને તન સાથ;
નક્કી તમને મારશે ન જાઓ યુધ્ધે નાથરે મારૂ.

**વાલી**—(તારાનો હાથ તરછોડી નાંખી( સુણો હીરસીતપ્ત-એ રાહ
પ્યારી મુક તું કરતું કલ્પાંત કાયર કદી કેમ ડાંપુરે:
શા છે ભાર શુગ્રીવના આણું અંત કાયર કદી કેમ કાતું રે,
રોળીનાખ્યો મેં રાવણ જેસો રાયકા રાંકની પેઠે શું રહુ ઘરમાંય કા
ગોળાવ.એનેગુફાગાંથી સિંહ જેમકા ધસી આવે યુદ્ધમાં હું જાઉંતેમ કા
રામ હણુશેતો થાસે સદગત્ય કા કેમ આરોગ્ય શી અગ્નીનું મત્ય:કા
નહિં ડર એનાથી હું દિલ માંય. કા હણી શુગ્રીવને આવું પલમાંયકા.

(એમ કહી તારાને તરછોડી નાખી ગદા લઇ જાય છે)

**તારા**—(નેત્રમાં પાણી લાવી કુસકાંતણી)

**ખમચ હુમરી પજાપી**

(શુરત મોરી કાં વિસરાનીરે— એ-રાહ)

પ્રીતમ મોરી શીખન માનીરે, ગયા યુદ્ધ કરવાને પ્રીતમ (એટેક)
જમણું લોચન મારૂં, અતિશય ફરકેરે:
ના કે'તાં ગયા શું તે અપ ત્યાનીરે. પ્રીત૦

( શેર )

પ્રીતમ ચિત વિસારીને ગયા રણ ન મનાય;
રણમાં મારા સ્વામની કરજો શ્રીપતિ સહાય. પ્રીતમ.

---

## પ્રવેશ ૪ થો.

સ્થળ—રણાંગણ.

**વાલી**—(ક્રોધથી) સુણો હીરસી તપ્ત એ રાહ.)
અસ્યા મુગ્રીવ નફટ નાદાન મુરખ મારવાને આવ્યોરે,

હાર પામી ગયા તોએ નાવી શાન; મુરખ મારવાને આવ્યોરે (એટેક)
કર ઘાલ્યો સાપ રાફ્ડમાં ખચીત. મુ કહે કેમ કરી જીવતો રહીશ મુ.
જ્યારે ઘોની જાત મરવાની થાય. મુ ત્યારે તેહ વાઘરીજ વાડે જાય, મુ.
મુખ હરામી ન છોડુ તને આજ મુ નકી આપુ તને ખરી રીતે રાજ, મુ.
**સુગ્રીવ**—ફુલી ફ્રારકાની પેઠે શું ફુલાય, જોર મેં તારૂં જોયુ હવેરે
જોઇ લે તુ હાથ મારા આ જણાય. જોર મેં તાર જોયુ હવેરે (એટેક)
કરે ભસભસ કાટે ન તે શ્વાન. જો. લહે ઉપમા તુ હબાડી સમાન જો
આવ્યો છે અતી ગરવ તારે ઉર જો. આજ દેખાડુ તનેકુ જમપુર, જો.

( આવી રીતે પરસસ્પર બોલી અન્યોઅન્ય દ્વાદયુદ્ધ કરે છે એટલે રામચંદ્રજી ઝાડ ઓથે રહી તીક્ષણ બાણથી વાલીને મારેછે તેથી વાલી પડે છે. )

**તારા**—( કલપાંત કરતી આવીને ) **લોચન મનનોર કે—એરાહ)**

મારા સ્વામ સહુણા કંથ; અરેરે આ શું કર્યું રે
મુને મુકી મહા દુખ પંથ અરેરે શું કર્યું રે (એ ટેક)
સ્વામી અતી સમજાવીયા; નવ માન્યુજ લગાર,
સ્વર્ગ પંથ શોભાવીયે, રામ હાથે નીરધાર—અરેરે—
સુતા સેજ પલંગમાં; ધરી મ્રગમદ અંગે સાર
કયા હેઠળ સુતા અહીં; આ ભુમી કઠણ ભરથાર—અરેરે
સ્વામી શે નથી બોલતા; મુજ હૈયા કેરા હાર
ઉત્તર આપો અલબેલડા; મુને ધીરજ ન રે લગાર—અરેરે—
સુખની સરીતા વહી ગઇ; રેલ્યો દુખ નાભીસાર
કોના આધારે મુને; મુકી ગયા ભરથાર—અરેરે—

**રામ**—( કોઇહાલ કહી જાકે, મેરી પરીક્ષા સમજાકે—એ રાહ )

સતી શોક ઉર ધારો; જાણો જગ આ ખારો—(એ ટેક)
સગાઈ સી સંસારે દીઠી સૌ છે એહમાં સાર
માત પીતા સુત બંધવ ભગની, વળી સ્વામી નીરધાર—સતી
શરીર તણો જો શોક કરેતો, આ રાખ પડીયુ પાસ
તું કેસે કર શોક આત્માનો આત્મા અમર પ્રકાશ—સતી
માટે એ બેમાંથી કોઇનો, ઘટે ન કરવો શોક
રૂણ સંબંધે મળેજ આવી, શોક કરો તે ફોક—સતી—
માટે કહુ તે કરો પ્રીતથી. વર સુગ્રીવ ધરી સ્નેહ
સતીપણુ રે સે સાજુ: દો નહી નીદે કર એહ—સતી—
(હનુમંત આદી પ્રત્યે) શ્રીતાજી ચોપાઇ (તારા રામનુ વચન માન્ય કરેછે)
વાલીને કરો અગ્ની સંસ્કાર, નીજ નગ્રમાં જઇ નીરધાર
સોંપો સુગ્રીવને પછી રાજ; કરજો અંગદને યુવરાજ

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—સુગ્રીવનુ વીચાર ભુવન

સુગ્રીવ— શ્રીમળી ચોપાઇ

કીધો રામે મુને ઉપકારી; આપ્યુ રાજ વાલીને મારી
ગુણ તે હવે કેમ ભુલાયે, વીસરે તે કૃતઘ્ની કેવાયે
સતી સોધનું આપ્યુ વચન; તેને આજે થયા બહુ દીન
મોજ સોખમાં દીધુ વીસારી; તેથી ગુસ્સે થશે રામ ભારી
માટે સોધ સતીની કરાવા; પત્ર પહેલુ કપીને બોલાવા
પછી જાઉ હુ રામની પાસે; વાટ જોતા હશે તે ઉદાસે

## પ્રવેશ ૬

### સ્થળ—રૂપીમુખ

(સુગ્રીવ[illegible] પાછો બોલાવેલા સર્વ વનચરને લઇ પ્રવેશ કરેછે તે વખતે)

**લક્ષ્મણ—** ( સખી પાડવાની પણ પ્રાત એ રાહ )

સુગ્રીવ સીતાની શોધ અમારે કરવીરે
આ વહી ગયા ખટ માસ ધીરજ કેમ ધરવીરે
રાય સતીની સોધ તમે મંગાવોરે
કપીઓને દેશો દેશ જવા ફરમાવોરે

**સુગ્રીવ—**આપ કામને માટ કપી તેડાવ્યારે
સીતાની કરવા સોધ સરવે આવ્યારે

( વાનરો પ્રત્યે )

તમે શેન્ય લઇ કેસરી જાઓ ઉત્તરમાં
સેન્યા લઇ શરભ કપીશ જાઓ દક્ષીણમાંરે
પુરવ જાઓ મયંદ ધરી દીલ હામરે
જટ ગવાક્ષ પશ્ચીમ જાઓ કરીને કામરે
ગીરી ગુફા સતીની શોધ સઘળે કરજોરે
કપી સરવે લઇને સોધ વેલા વળજોરે

**કપીઓ—** રાગણી—[illegible]પદ

આપની શીર આંગ્ના ધારી, જઇએ જેહ દીશાઓ ધારી
તજે ફીકર તમો મહારાજ, થશે રામ કૃપાથી સૌ કાજ

( એમ કહી જાય છે )

**રામ—**અરે વીર પ્રભુપ્રીય હનુમંત; તુજે વીરજીની [illegible]

જવું પડશે તારે સર્વ થાય, તુજ વીણુ એ કામ ન થાય.
**હનુમાન**—જેવી હોય પ્રભુ તણી આજ્ઞા, ચઢાવુ શીશ ન કરૂ અવજ્ઞા
નવ ઓળખુ સીતાને લેશ: માટે આપો એધાણી દેવેશ
**રામ**—ભાઇ સતીનુ રૂપ અનુપ: નહી ત્રણભુવનમાં તેવુ રૂપ
અંગનો જે સુવાસ બહેકે; અર્ધ કોશ સુધી તે મહેકે
મુખે જપતાં હશે મુજ નામ; સીતા જાણજે તે અભીરામ
વળી મુદ્રીકા મારી આ જેહ: તુને આપુ બતાવજે તેહ
( એમ કહી મુદ્રીકા કાઢી આપે છે, તે લઇ હનુમાન; નળ, નીલ, જાંબુવાન, અંગદ સહીત જાય છે )

## ( ચતુર્થાંક સમાપ્ત. )

---

# અંક ૫ મો.

## પ્રવેશ ૧

### સ્થળ—અશોક વાડી

**સીતા**—ગઝલ (હમતો આશક હે તેરી ન્યારીકે ઉપરને ચાલે એરાગ)
કરૂ વીનતી હુ કર જોડીને આ વાર હરી
કરૂણા કરીને તું અંતરમાં ઉતાર હરી કરૂ—
કર્યાં પાપ અતી પેલા ભવમાંજ અરે
મળ્યો આ ભવમાં મુને પતી વીજોગ હરી કરૂ—
ખાવુ પીવુ સુવુ મને ગમે નહી લેશ જરી
મરૂ છુ નીશદીન કરી હાયરે પોકાર હરી

મરૂ વીપ ખાટને પતીનુ છે દુખ અતી
સુરૂશી આ અબળા તણુ કષ્ટ તુ નીતાર હરી કર

**ત્રીજટા** **ગીતી લાવણી.**

ધૈર્ય ધરીને બેની અકળાઓમાં માની કહયું મારૂ
છે સત્ય શીયળ તમ પાસ; તે થકી શાણી સૌ થશે સારૂ"

(એટલામાં હનુમાન પ્રવેશ કરી રામની આપેલી મુદ્રીકા સીતાની સમન્મુખ મુકે છે.)

સિતા— (મુદ્રીકા ઓળખી) **અરંગમ છંદ**

માઇ અરે મુણુમીરકહાં થકી આવીયો મુદ્રીકા રામનીકહાં થકી લાવીયો
સાચું કહેતનયરા બોલ્યતેમુખશું; નાથતમેરા થયા વેઠું તન ભુખશું
ફીકરથાયછે મનકેડે જ્યમ રાખજો;સ્વામી વીણુ દિલગીર થાયછેખાખજો
પંથ ન્યાળતાં નેત્ર જાયછે નીસરી; સાધુ થઇને વીર વાલે મનેવિસારી;
વાટ જોતાંકર્મનોપારના આવીયો; અરે હાય મુજ દેહદવ અતિ લાગીયો

**હનુમાન—** **ત્રીતાલી ચોપાઇ.**

માતાજી હું છું રામનો દાસ મુને મોકલ્યા કરવા તપાસ
મારૂં નામ જાણો હનુમંત; અહીં આવી થયો સુખવંત
આપી મુદ્રીકા ઓળખવાને આવ્યો સોધતો આજ ઠેકાણે.
રૂપીમુખ પરછે વિશ્રામ; બંને વિર છે અંગે આરામ
આપનાજ વિયોગથી માત; ઝુરી રામ મરે દિન રાત
જઇ ખબર કહીશ હુ ત્યાંરે; થોડા રોજમાં આવશે આહુ
માટે કરશો ન લેશ ચિંતાય રાખો સંકટ ધિરજ માંય

**ગીતી લાવણિ.**

મુજને આજ્ઞા આપો; રામપાસ મારે આજે જાવું

આપો કંઇ એંધાણી થોડા રોજમાં અહીં તેડી લાવું
(એટલે સિતા પોતાના માથાના ચુડામણી કાઢી આપે છે તે લઇ પોતે જાયછે)

**સિતા—** (સ્વગત)

**(રાજ સભાના સુરા શામ તો જલ્દી ઉઠી આવોને એ ચાલ)**

પતિ વિયોગે પીડા પામું અરજ ઉર લાવોને;
દયા લાવી દિન દાશીપર પીયુ જલ્દી ઉઠી આવોને. (એટેક
ઉઠી આવો આપ જલદી જલદી હૈયાના ઓ હાર હૈયાના છોહાર
મુજ આયુના આધાર;
વેગે વેલા વળો લેશ લગાડો ન વાર પતિ૦
બાળે બદન તદન આ મદન દિલદાર કરમાણી કાયા કદમાયા વારવાર
કમીથયુ નીરનેન રોહને સદાય, નીજ દાશીતણી આવિ ન ચિન્તલાય
આવો આવો ગૃહ તણી લાય ના વેરાય પતિ૦
( એટલું બોલતાં જમીન ઉપર ઢળી પડે છે)

## પ્રવેશ. ૨

### સ્થળ—ઉપવન.

**હનુમાન—** **( કાવ્ય અથવા રોળાવૃત. )**

પ્રભુ કૃપાથી આજ; વાનાં સૌ સારાં થયે;
તેમાં શું તું જીવ. અતિ ઉરમાં ગભરાયે.
થયું સફલ આ કામ, શોધ સિતાની લાગી;
રાવણ હું આવ્યો તે જાણુસે શુંય અભાગી.
ફરી ફરી સૌ દેશ, ગયો હું બહુ પણ થાકી:

**હનુમાન**-સુણ રાવણ દુર મતિ આપ સત્ય જાણજે અમર થાયછે
**રાવણ**-શું કપી તું સમજાવે થાયજ બ્રહ્માનો પણ કાળે નાશ;
કયમ તારૂં મરણ ન થાય કહે કપી તું મુજને સત્ય પ્રકાશ.
**હનુમાન**—( **જોગીઓ—આસા—ગફાવો સીતમકુ-એ રાહ)**
ખર હું કહું છું મુખેથી વચન અમો સૌ કપીનુ છે પૂછમાં જીવન;
જો બાળો કો નકી એ પૂછ અમતણું થતાં મોત લાગે ન વારજક્ષણ;
( રાવણ સાચું માની હનુમાનને પૂછડે તેલે નીગળતાં ગો-
દડાં બાંધી સળગાવે છે એટલે હનુમાન ઠેક મારી રાવણના મેહ્ય
પર ચઢી જઇ એક પછી એક એમ લંકા બાળી જાય છે )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—સમુદ્રતટ.

**હનુમાન**— **ચીત્રુ દીપચંદી.**

( કહુંછું નશાએ દુખીયો કીયો છે—રાહ. )
ખુશી ખુશી ખુશી દીલ થઇને આપું વધાવણી વેલો જઇને. ખુ.
આવ્યા હશે કપી દેશ ફરી સૌ બેઠા હશે રામ નિરાશ થઇને
રાહજ મારી જોતા હશે સરવે અહોનીશ નજ આતર થઇને ખુ.
શોધ સીતાની સુનીને પ્રભુજી હર્ષિત થાશે શોક તજીને ખુશી
પ્રભુ કૃપાથી પાર હું આવ્યો આજ ફતેહ કરીને ખુશી.

( રામ પાસે જાય છે )

## પ્રવેશ ૫ મો.

### સ્થળ કપી મુખ.

**રામ**— **સવૈયા છંદ**

આવ્યા કપી સહુ દેશ ફરી નહીં શોધ સીતાની મળીજ તંથાપી;

**હનુમાન**—(સારૂસારૂંરે સુરતરોર મુબાક બલબેલી બેરાહ)
હનુમંત ગયાને થયાં બહુ દીનજ તોપણ આવ્યો ન પુર પ્રતાપી.
ધીરજ કેમ ખાય હુદે હવે વહાલી વિયોગી સું રેશે સદાપી
**સુગ્રીવ**—ધૈર્ય ધરો દુખકાળે દયાનીધી લાવે હનુમંત શોધ કદાપી

( એટલામાં હનુમાન પ્રવેશ કરે છે તેને રામ પુછે છે. )

તમ કૃપા થકી મહારાજ કામ સફળ કીધું;
સુખ લાગ્યો સતીની આજ કામ સફળ કીધું. (એ ટેક)
લંકામાં જઇ સોધજ સઘળે કીધી મેં રઘુરાયરે.
પછી ગયો હું અસોકવાડી, ત્યાં દીઠા સીતાય. કામ
સમાધિસ્ત બેઠાં વીધુવદની મુખ જપતાં શ્રીરામરે.
લાગી પાય મુદ્રીકા મુકી; ઉછંગમાં તે ઠામ. કામ.
પેખી મૂદ્રીકા જનક સાતાયે કીધો આંસુપાતરે;
ત્યારે અતી ધીરજ આપી મેં કહી કુશળની કામ વાત.
કૃપણ થમાં અતિ આપ વીયેગે સંભારે દિનરાતરે.
જૂઓ એંધાણીમાં આપ્યો આ ચુડામણી આજ્ઞાત કામ

**રામ**—(ચુડામણી લઇ છાતીએ ચાંપી વસંત તિલકા વૃત.
**આવું** ખરી [illegible] નહિં [illegible] [illegible]
**જોવા** [illegible] [illegible] પ્યારી. [illegible]

**લક્ષ્મણ**— (સારૂં સારૂંરે સુરત સૈફ઼ર—એ રાહ)
હવે શા માટે સુગ્રીવ ઝાઝી વાર કરો;
નકી હણુંરો દશ [illegible] ગ્રીવ, સેન્યા સજ્જ કરો (એ ટેક)
વિજયા દશમીનું શુભ મહુરત; આજે છે નીરધારરે.
**રામ**હવે આહ વિલંબ ન **કરવી** ઝટ થાઓ તૈયાર. સેન્યા.

**સુગ્રીવ**—તજો ફીકર મહારાજા પોતે રાવણના યા ભારરે,
(સરદારો અત્યે)
બેશી કેમ રહયા ઝટ ઉઠો લેશ ન લાગે વાર સેન્યા.

## પ્રવેશ ૬ ઠો,

### સ્થળ—રામેશ્વર.

**કુપીયો**—(પ્રવેશ કરી) (**હણી તાડકી વશહારી એ રાહ**)
૧ લે—છેસંકટ શીર ભારી કયમ ટળે દુખ કારી (એ ટેક)
દુષ્ટ દશાને દાટજ વાળ્યો, કીધો કોપ અપાર;
અરે માણી ઉર અહંકાર, (૨) ફૂકની ભંડાર, ખરેજ લગાર.
નહિ દયા ધાઆંઆંઆંઆંરી, છે.
૨ **જો**—બુંડા ભોગ મળ્યા આપણના, સુખથી ના સુવાય;
૩ **જો**—પણ થશે એક ઉપાય, (૨ લાવ્યો સીતાય, તેથી રઘુરાય
હણશે એ સુખકાઆંઆંઆંઆંરી છે.
(એટલામાં સેન્ય સહીત રામને આવતા જોઇ )

### પ્રીતી લાવણિ.

વંદીયે જય જગદીશા તેંતી ઉભયકર છો જગતા ત્રાતા;
દુખ દેછે રાવણ દુષ્ટ હણો કૃપા કરી થાયજ સુખ શાતા.

**રામ**— **ઝીલાળી ચોપાઇ**
તજો ચીંતા તમે હીજ રાજ મારે કરવું તમારૂંરે કાજ;
લઇ શેન્યા તે માટે જાવું હણી રાવણ દુખથી છોડાવું.
**(જાય છે)**

**જાંબુરા**—(રાવણના **ઝીતાળી ચોપાઇ.**

જોઇયા સૈન્ય લઇ ગયા રામ કરવા રાવણ સાથે સંગ્રામ
માટે ચાલો ઉતાવળા જઇયે; રાવણને રે ચેતવીયે.

## પ્રવેશ ૭ મો

### સ્થળ—રાવણની રાજસભા.

**સેવકો**—(દોડતા આવી) ગીતાળી ચોપાઇ

મહારાજ સુણો અમ વાત આવ્યા રામ સુવેલ સાક્ષાત
સાથે છે કપી સૈન્ય અપાર. કેવા આપને આવ્યા આ વાર-

**રાવણ**—(ચોકીને સરદારો પ્રત્યે રાગ પીલુ

આવ્યા લઇને સૈન્ય અપારી; રામ સુવેલ સાગર તારી (ટેક)
સાથે અતી છે કપીઓ તેમાં હનુમાન સરખા મહાબળ ધારી. આ
શત્રુ સર્પને વન્હી ત્રણે; નવ ગણવા લઘુ તેહ વિચારી આ.
માટે હવે શું મારે કરવું આપો અભીપ્રાય દિલ વિચારી. આ.

**સામંતો** સ૦—(ક્રોધમાં) **જુસ્સાં છંદ**

આમ શું રાવણ દીલ ડગમગ કરો; હામ હૈયે ધરો દિલ વિચારી
રામના ભાર શા આર એ આપણા વાનરાથી જશું શુંય હારી,
ઘેર બેઠાં ભલે ભક્ષ એ આવીયું રીંછ મરકટ થકી શુંય થાસે
ક્રોડ કટકા કરી રામના હામથી સર્વનો ભક્ષ કરશું ઉલ્લાસે

**વીભીષણ**— (ગઝલ નારીના કટાક્ષ પારા એ રાહ)

અરે દુષ્ટદુરીજનોએ વદો શું વચન;રામને શું લેખવો મનુષ્ય નીજમન
રાવણને સમજાવો મિથ્યાગર્વનાં વચન;કામ પ્રીતે થાય ભ્રષ્ટ હંશહણમન
(રાવણ પ્રત્યે)
મારું માની સીતસોંપી રામશરણુની રામછે દયાળુ નામી શીર અભયથા

મંત્રી મુર્ખ મળ્યા તારૂંરાજ ખોશેરાયકુ ઔષધ વિશ્રમાંજેવાલુતેજપાય
રામતો(ક્રોધથી) ભેપાળી કુલ્યાણુ દાદરો
(આઇ વેરી ગુડ બંગાલી બાબુએ રાહ)
અરે વિભીક્ષણુ બોલ વિચારી તુજ ડાંપણુ જાણ્યું આ વાર
સું કરીએ જો સજાબંધુ છે નહીતર હવડાં લઈશુંગે ઠાર,
અરે જુઓ નૃપતી તમ બંધુ કેવળ વચન કહે કુક
શત્રુ પક્ષ કરીને બોલે આપણુનુ ઇચ્છે ભુંડું

**વિભીક્ષણુ**—અલ્યા ભ્રષ્ટ કીધો રાવણુને, તમે કુબુદ્ધિ મળ્યા વીવેક
વજીર રાયને નામે રાખે હસ્તીને જ્યમ અંકુશ એક
( રાવણુ પ્રત્યે )
સંગી સરવે દુષ્ટ મળ્યા આ: જશે રાજ તારૂં નીરવાણુ

**રાવણુ**—( ક્રોધથી પાટુ મારી )
ઉઠ અહીથી રામ પાસ જા, નહીતો તારા લેશ હુ પ્રાણુ.
સૈન્ય ચઢાવી લાવ રામનુ કરજે જે તારાથી થાય.

**વિભી૦**—રામ શરણુ હુ નક્કી જાઉં માનીને તારી આજ્ઞાય.
( એકદમ ઉઠી જાય છે )

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—લંકાની ભાગોળ.

**વિભી૦**—(પીલુ-દીપચંદી-કહુ શું નસીબે—એરાહ)
વાગી છે દીલ વચન કટારી, લેશ ન માની શીખામણુ મારી. વા.
સાંપ સીતા મેં અતી સમજાવ્યુ, ગણુકાર્યું નવ તેહ લગારી. વા.
વીનાશકાળે વીપરીત બુદ્ધિ, થઇ ખોશે આ રાજજ ભારી. વા.

દુષ્ટ પ્રધાનો તે પણ એવા આપે શીખામણ ઉલટી નઠારી. વા.
ક્રોધ કરીને લાતજ મારી, જા કહ્યું રામ શરણુ આ વારી વા.
ભ્રાતની આજ્ઞા માનીને જાવુ લંછન એમાં ન છેય લગારી વા.
**પ્રધાનો**—સંગમાં લેશો દીન સેવકને; ... ... ... ... ...
**વિભી૦**— ... ... ... ... ... જાવ કરો જાવા તૈયારી. વા.
**વીદુષક**— **ગીતી—લાવણી**

વાગી રહ્યાં છે વાજાં ભાઇના શીર પર જસ રાજનાં
માટે સૌ સુજે છે, કામ સહુ વરઘોડે ચઢવાનાં.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—અશોકવાડી.

**સીતા—પીલુની** ગઝલ. ( પ્રણમુ પ્રણમુ માત કુમારી—એ રાહ. )

કરજોડી પ્રણમુ મોરારી, શ્રીહરી શરણુ તમારે હુ નારી
પતીવ્રતાનુ પણ પ્રભુ રાખો દૈત્યો દુષ્ટ અતી દુખકારી.
સ્વામી વીયોગી હુ શે અપરાધે સંકટ દુર કરે: ગીરધારી,
શરણુ પડયાને શુ સંતાપો આ વનીતાની લો વીનતી સ્વીકારી.

**રાવણ**—( પ્રવેશ કરી ) **પીલુ બરૂઆ લાવણી.**

( ગીરધારીરે વાત કહુ તે વીચારો—એ રાહ )

શુણુ શાણીરે સીતા વાણી મારી હવે શોક તજી થામારી (એટેક)
(ઝુલ) આટલા દીન તેં ધીર ધારીરે તે વ્યર્થ ગઇ સૌ તારીરે;
તુજ પતીને નાખ્યો મારીરે. શુણુ૦
હવે આ લંકાની રાણીરે સેવા કરશે મંદોદરી તારીરે;
હવે શર્ણું તુ કોને જનારીરે શુણુ૦

**સીતા** (ખુબ ક્રોધથી) (**માર માર તલવાર ઉલો જુવેછે શું**—એરાહ)

ચાલ ધાક દુરથા દુષ્ટ બોલેએશું બોલેએ બોલેએ બોલે એશુ ચા
ખરા ક્ષત્રીની હુ છું તનુજા. લોચન ભાળી તુ જુવે છે ? ચાલ.
પાપી મનતુ કંઇના વીચારે નીજ પણ હાથે તુ ખુએ છે શું ? ચા.
ખરી સતી ટેક ન મુકે, પતીવ્રતા પણ ખુવે છે શું ? ચાલ.

રાવણ— ગીતી—લાવણી

ગર્વ બધો દે છોડી, આ લાવ્યો હુ તુજ પતીનુ શીશ,
જો તુ નીહાળીને, બોલ હવે તુ કોને શર્ણું રહીશ.

( એમ કહી રામનુ કૃત્રીમ માથુ તથા ધનુષ બતાવે છે તે જોઇ સીતા બેશુદ્ધ થઇ જમીન ઉપર ઢળી પડે છે પછી થોડી વારે સુદ્ધેમાં આવી )

સીતા—( ગદ ગદ કંઠે ) લલીત છુત

અરર હે પતી, આશુરે કર્યું, તમ જરાં મુને, કૈ ન ઉગાર્યું;
પતી વીયોગ તે નાંખ માયરે, સુખ સદા ગયુ, હાય હાયરે.
અરથ માહરે દુઃખને ખમી વન વિષે ભમ્યા, દેહ દમી,
તલખી માહરા, પ્રાણુ જાયરે, સુખ સદા ગયુ, હાય હાયરે.
પવન સુતને, મોકલ્યો અહીં સુધ્જ માહરી, કાઢવા સહી
પતીજ આખરે છોડી કયરે, સુખ સદા ગયું, હાય હાયરે.
તમ વિના હવે, શી રીતે રહુ, અરર સંગમાં લ્યો મુને શહુ,
શરણ નાથજી લ્યો સદાયરે, સુખ સદા ગયુ, હય હાયરે.

( રાવણ પ્રત્યે )

જનકની સમો, લેખુ હુ તને, વન્હિ સ્પર્શ મુને કરાવને
પતી કને જતાં, વાર થાયરે, સુખ સદા ગયું હાય હાયરે.

રાવણ—( મનમાં ) ઝાંતાળી ચોપાઇ

નહી સતી ફેરવે મત્ય, ખરે સુકે નહી નીજ સત્ય.

(એમ સમજી લજીત થઇ નીરાશ બની પાછો જાય છે એટલે વિભીષણની રાણી શરમા છુપે રસ્તેથી પ્રવેશ કરે છે )

**શરમા**—( સીતાને ધીરજ આપી ) **બીહાલ ગઝલ.**

( અગર હમ બાગ બા હોતા એ રાહ. )

અરે શાથી રૂવો માતા સુતેલુ રામ સુખશાતા. ( એ ટેક )

ધનુષ આ શીર કૃત્રીમ જાણો અસુર માયા એ પ્રમાણો.

રહે હૈયે હીંમત ધારી કરો કલ્પાંત ભારી અરે.

(એમ કહી કૃત્રીમને શરમા સ્પર્શ કરે છે તેથી તે અંતરધ્યાન થઇ જાય છે. )

**સીતા**—( ખુશી થઇ ) **ભેરવી દીપચંદી.**

શાબાશ શાબાશ શરમા પ્યારી, મહા સંકટથી મુજને ઉગારી

અહી આવી બહુ સારૂ કીધુ, જેન મુને તેં અભયદાન દીધું.

આવી તત્ક્ષણ સંકટ જાણી, લંકાની તુ થા મહારાણી.

( શરમા ધીરજ આપી જાયછે )

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ—અશોક વાડીનો રસ્તો.

**રાવણ**—( દીલગીર ચેરે ) **બીહાગ ગઝલ** (અગરહમ એરાહ)

સુણો આવાર સચીવ મારા, અતી છો પ્રાણથી પ્યારા એ ટેક.

કળા કેળવી તમે પુરી, ડગી નહી તે સતી શુરી

થયો હુ અંધ હું કામે, ઠર્યું નવ ચીત્ત તે ઠામે સુણો.

**મહરત**— કરો ના શોક તમે ભારી, નમાવુ પાય એ નારી:

ઇલાજને છે અતી મુજ પાસ..................

રાવણ—.....................સુગ્રીવજી છે ઘણું સામાસ સુણો.
કરો કંઇ યુકતી વીચારી, નકી ન થાવે એ મુજ નારી
મદન આ દુખ દે ભારી, ન સેવાયે વતી મારી. સુણો.

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ—સુવેલ.

વિભીક્ષણ—(પ્રવેશ કરી) ( કોઇ હાલ જાકે કહો-એરાહ )
જય જય જય મોરારી, કરો કૃપા સહચારી. એ ટેક.
નમો વિશ્વ તનુ વિશ્વપતી, શુધ ચૈતન શક્તી પ્રકાશ;
તમો વિશ્વ વ્યાપી વિશ્વંભર, નારાયણ અવીનાશ. જય.
હુ કનીષ્ટ બંધુ રાવણ કેરો, આવ્યો શરણે આપ;
આવ્યો હઉંને કપટ કરીતો બ્રહ્મહત્યાદીક પાપ. જય.
માટે સ્નેહથી શરણે રખો, રઘુપતી દીન દયાળ.
કાઢી મુકયો મુને દશાનન, આવ્યો આણે કાળ.

રામ— રાગ ગઝલ

અને શર્ણ આવીયા લંકાપતી તમે નગીનથી રહો તમે ખુશી અતી અમે
અમો ચાર બંધુ તેના પાંચમા તમે, રહો ચીરંજીવી જગતમાં સદાતમે
સુગ્રીવ—સુણો મહારાજ હવે શેં લગાડો વાર; દીધા દંડ વીના
માનશે ન એ ગુન્હાર.
વિભી૦—ધૈર્ય ધરી શામ દામથી મનાવો રાય; ભેદથી ન માને દેવો
દંડ એવો ન્યાય.

રામ— ગીતી-આવલી.

દંડ પંડે કરવુ ના, રાવણ નાજ હણાયતો અતી સારૂં;
નર વિગ્રહી કરવા યોગ્ય, છે સૈન્યામાં જુઓ જડે વારૂ.

વિભી૦—સકળ સેન્યમાં જોતા, નજર આવ્યો અંગદ સુર પુરદ્રઢવીર
છે લાયક લક્ષણવંત, સર્વ કળામાં સંપુરણ રઘુવીર.

અંગદ— ત્રીતાળી ચોપાઈ.

કહું આપને નામીને શીશ, શી છે આગ્ના કહો જુગદીશ.

રામ— દોહી.

કહું અંગદ કામ કરવાને જાઓ, રાવણનેજ વિષ્ટી કરી સમજાવો.
વેગે વેલા જઇને ફિર તમે આવો, આવોકે; કહું.
જો જો થાય નહી તેશું વેર ભારી રીઝે રાય હેજો એવી શીખ સારી
સુખે સાંપી રીત રાજ ચલાવો. (૨) કહું.
ચતુર શીરોમણી તુ છે વાલી તન શામ દામ ભેદથી મનાવો મન.
જાવા જલદી તૈયાર તમે ભાઈ થાઓ. (૨) કહું.

અંગદ— દાદરો (કાન્તા કેમ થશે—એ રાહ)

સોંપ્યુ કરશહુ શુ તમે વીચારીરે, નામી શીશ, કહુછુ પ્રશ;
છેદુ શીશ, ભુજ વીશ, આગ્ના જો તમારીરે. સોં.
નાખુ લંકાહું નીધીમાં ધીર ધારીરે; સૌ અસુર, નુંજનુર;
લઉં જરૂર, આણી શુરે; ખૂબ માર મારીરે. સોં.

રામ આશાગોડી દીપચંદી ( અવર મદન અલબેલા એરાહ )

વિનય વિવેકમાં પુરો અંગદ તુછે વિનય વિવેકમાં પુરો
વિરાધી વીર છે તુ દ્રઢધીર સામદ પુર છે સુરો અંગદ
બુદ્ધ નીધાન છે ગુણબત્રીસે; સોળ કળામાં છે પુરો, અંગદ
ડાપણ તત્વ ત્રીલોકનુ તેમાં એકીન વાતે અધુરો, અંગદ

અંગદ—ગઝલ (ધરસે દ્દલાં કૌન ખુદાકે લીયે લાયા મુજકુ એરાહ )

હજુર હુકમ ઉઠાવુ રૂણો એક વાત મારી

કહુ છું શીશ નામી લેજો અંતરમાં ઉતારી
દેશ ગુણ હીણુ ગોળો ના સેવાયે વતી મારી
તેથી મુજ તન તપાયુ કષ્ટ મુને થાય મારી
કહો કેમ શત્ર વચન સાંભળીન રહુ દીલ વીચારી
કહો તેમ હુ કરૂ છુ એટલી વિનંતી મારી

રામ —જંગલો ઝીંઝોટી પંજાબીઠેકો (કગનવા ભારે એરાદ
શાબાશ છે શાબાશ છે તુજને અતીરે ( એટેક )
મમત ન મુકશોરે રાવણને ન નમશોરે
સંભાળી વિષ્ટી કરજો; ગમ મારી શાન્તી ધરજો
ગાળ દેતો બોલ રેજો બમણા સુમતીરે. શાબાશ—
શામ દામ ભેદ કરીરે લંકામાં વીચરીરે
વેગે વેલા જઇ આવો, સુરાપણુ ત્યાંહી જણાવો
નવ માને દેતાં મૂર્ખ જ્યારે લંકાપતીરે . શાબાશ —

## પંચમ અંક સમાપ્ત.

---

# અંક ૬ ઠો.

## પ્રવેશ ૧ મો.

સ્થળ - રાવણની કચેરી

રાવણ— ( અંગદ પ્રવેશ કરે છે તે જોઇ )

ચોપાઈ—ચોપાઈ.

કોણ છે કપી તારૂ શુ નામ, કેમ આવ્યો અહીંયાં હામ

અંગદ—મારૂં નામ અંગદ આજ, રામદુત આવ્યો વીષ્ટી કાજ

**રાગ પીલુ બરૂઆ લાઝણી ( ગીરધારી એરાહ )**

લંકાપતીરે: છે વીનતી મારી; તમે આપો સીતાને વીચારી

નથી એમાંરે, કુશળ વાત લગારી તમે આપો સીતાને વિચારી

અઘટતુંરે: કામ કીધું અવિચારી; તમે આપો સીતાને વિચારી (એટેક)

(ઝુલ) તમે ચતુર શીરોમણી રાયરે; તમ કીર્તી અતી કહેવાયરે

હરી લાવ્યારે; વિનય વિવેક વિસારી તમે—

પરનારી વિપતી વેલીરે; નાંખો નર્ક કુંઆમાં ઠેલીરે

સમજુછોરે: સર્વજ્ઞ આપ શુરી તમે—

રઘુવરને સોંપી સીતારે: જઇ સરણે રહો અભીતરે

કરૂણા ગુરે; એછે અતિ ઉપકારી તમે—

રાવણ— ઝિંઝોટી—લાવણી.

કહ્યાઅંગદજે તેં બોલ સુણી મેં લીધા; કદી સસલાના સાદથી સીંહ શું બીધ

કદી કોટી ફરપે ના ડરે સર્પ દેડકાથી; કદી ગરૂડ ડરશે નહિ દુષ્ટ ઘુવડથી

ત્યમ તારા બોલ સુણીને હું નથીડરવાનો; નથીરામ તણોહું કોદીનશરણજવાનો

છું હું સર્વજ્ઞ તું મુજને શું સમજાવે; વળી પંડીતનો પંડીત જ્ઞાન દાલ લાવે

વળી સુરકુર રણ ધીરવીર હું રાજા; છું ત્રીલોકનો અધીપતી અતિ મહારાજા

અલ્યા કુળમાં લાગે કલંક સાંપુ જો સીતા; નથી લાગ્યો આપવા કાજ

થાઉ ભય ભીતા

અંગદ— ( સામકલ્યાણ શ્રી જગપતી એ રાહ )

મુજ કહ્યું કર: આ ગર્વ પરહરો,

સીતા સોંપી શ્રીહરીને; ચરણ શીરધરો ( એ ટેક )

નાથ અનાથ તણા તો એ છે, જેને સૌ સમતુલ્ય;

રઘુવરને શરણે જૈને તું, પામી'શ મોક્ષ અનુદય. મુજ.
રાઘવ શરણે ગયા વિભીક્ષણ, ભક્ત શીરોમણુ જેહ,
મટ્યું જન્મ મરણુ જગતમાં, થયાજ અમર દેહ. મુજ.
હીરણ્યકશ્યપુ હીરણ્યાક્ષને, શહસ્ત્રાર્જુન નરેશ;
તેહ સર્વને હણ્યા ક્ષણુમાં, દયાનીધી દેવેશ. મુજ.
તેમ તમારો નાશ થશે, નહિં સોંપો સીતા નાર;
ચરણીમાં ચીરાયા છો તે; ઉતારશે અહંકાર. મુજ.

રાવણુ— બિહાગ—ગઝલ.

કપીર બોલ વિચારી, શુણી સૌ વાત મેં તારી;
બકે સું તું વૃથા વાણી, મરે નીદ રામનું તાણી,
નહીં શીરપાવ તુને આપે, જમે નીશદાન તું જાપે;
વાલી સરખા ચરણુ ચાંપે. સુગ્રીવ સમ દેખી કાપે.
સીતલતા સોમની ભારે, ધરે શીર છત્ર તે મારે.
વાયુ વાજે પુંજે મુજ દ્વાર, લખે દફતર સરસ્વતી નાર,
પુરોહીત બ્રહ્મા કે'વાયે, નત્યે નારદ તુંમર વાયે.

પ્રહસ્ત—(ભૈરવા દાદરો પીયા પાપા ન જાગેરે એ રાહ
કપીને શુંય કેવુ રે; જા કુમતી તારે જાકુમતી તારી ( એ ટેક )
રટ તું રામને, લાજ નથી તને, શુ શરણે રેવુરે. જા.
તજે તું રામ નહીં, વસે તુ વન મહીં દુખ શાને સે'વુરે.જા.
સુરણ ન માને, રામ પાસ જાને. ફિખું ન રે'વુ રે જા.

અંગદ—( પરજ સોયણી સગ ચલત કાન ધર અટકી એ રાહ)
હજુ કેમ ન માને લંકાપતી, શું કહું તુને છેય મુંઢ મતી.
આ રીધસીધ સૌ રે'શે જતી, હજુ કેમ ન માને લંકપતી એ ટેક.

માન મન કહુંછું સુદ ચાણ, આપ તું ઉગરે સીતા સતી. હજુ.
રે શીર દશ રણમાં રોળાતાં, રે તુજ રાણી સૌભાગ્યવતી. હજુ.

**ઇંદ્રજીત—(ક્રોધથી)(સોરઠ) ગઝલ.ગઈ એક્રએકજો હવાપલટનેએરાહ**

દુર થા અહીંથી તુ રામના ગુણ; ગાય છે શીન આશથી, એ ટેક
સાકરનો સ્વાદ જાણે નહી, ખાખરમાં જેહ વસે સહી.
હલદર પરીક્ષા હોયે નહીં, શું કેશર પરીક્ષા કરે કથી. દુર.
મુરખનો સંગ જે માણશે, તે પંડિતને શું પીછાણશે.
ધરા ધરનાં માન મેડે સહી કરશે તે કેમજ સર્પથી. દુર.
હવે તું અધીક બોલીશ જો, મારખાઇ બેહાલ બનીશજો,
શું છે અસ્થા બળ તાહરૂં, દેખડ તે અહીં સર્વથી. દુર.

**અંગદ—(કાલીંગડા દાદરો, મીઠડું ગોરસ લ્યોરે ગોરસલ્યો એરાહ)**

લજ્જા કેણ લોપી શકે લોપી શકે, રટે રામનું નામ સુખાકારીરે લજ્જા
નાશે જમના દુતજ મારીરે, લજ્જા કોણ લોપી શકે લોપી શકે,
જપે રામને વૈકુંઠ વાસેરે લજ્જા કોણ લોપી શકે લોપી શકે.
( ગઝલ દાદરો સખાસો તેગ અજીં જરા સુનોગે સદી એ રાહ)
સોંપો સતી સીતા આ વખત વિચાર કરી, રે જરા વિચાર કરી
લંકાપતી વિચાર કરી, સોંપો સતી સીતા આ વખત વિચાર કરી. એ ટેક
હોય નીર્ભય ગજના, બળીઆ સાથ બાથ ભરી:
કહો તે કેમ ઉતરશે; જુઓ વિચાર કરી. રે જરા. લંકા. સોંપો.
સાપના રાફ માંય, ઘાલે કરકો ધાર ધરી,
કહો તે કેમ ના ડશે; જુઓ વિચાર કરી; રે જરા લંકા. સોંપો,
માટે સોંપ સીતા, આકરી મગરૂરી પરી,
કહું છું કેણ આ ખરૂં; જુઓ વિચાર કરી. રે જરા. લંકા. સોંપો.

રાવણ— ( દેખી તેરી ચતુરાઈ—એ શાહ )
એમ દીધે શીખ સારી, નહીં મળે સીતા નારી ( એ ટેક )
શાહ પુરૂષ જે બોલજ બોલ્યા, સત્ય વચન મુખ એક.
તેમાં ન થાય મીન મેખ, ધર્યો ઉર ટેક. બેદ શીદ છેક.
શું શીખ દે ઉર ધા આં આં આં આં રી. નહી.
હસ્તી કેરા દંતજ બોલ્યા, બોલ્યા તે એક વાર;
નહી નહી અંદર જનાર, દીલમાં ધાર, કરી વિચાર:
વદયો વચુતો નાખીશ મારાંઆંઆંઆંરી. નહિ.
અંગદ ભનજારો.
તું વિષયઅંધ અવીચારી, માને ન શીખામણ મારી (એ ટેક )
વેરી શું પ્રિતી કરવી, સી કૃષ્ણ કીરતી ઉર ધરવી.
ઉતરશે મદ અહંકારી. માને.
આ દુષ્ટ દૈત્ય શું કરશે, વણુ મોતે રણમાં મરશે;
વરૂ વેણુ પ્રતીત પુંખારી. માને.
લઉં પલકમાં ચુંટી દશ શીશ, નથી આજ્ઞા મુને જુગદીશ;
માટે રહું છું જ વિચારી. માને.
રાવણ— ગીતી—હરાગણી.
શું વનચર બક બક બોલે, આન સરીખો લાજે નહિ રાવ દેશ.
શું છેદ્યા બાગ તારૂં, બતાવ નહિતર શોરતારું છેદેશ.
અંગદ—( પગ મૂકી
થઇ બળીયા મનમુખ બેઠા, ઉઠો જોરજો હોય તમારૂં સાર.
ઉપાડે મુજ પગ જેહ; જાણું જણ્યો માએ સુત શુર આચાર.
જો ઉપાડે પગ મારો તો ન સીત પર રામતણો દાવો
પ્રતિજ્ઞા કરૂં પ્રભુ પ્રતાપ, સજ્જ હોય તે ઝટ ઉભા થવો.

**સરદારો—** **ત્રીતાળી ચોપાઇ.**

**અલ્યા વનચર તારા શા ભાર, કપી તું તો અમારો આહાર;**

( એમ કહી પગ ઉપાડવાં ખુબ પ્રયત્ન કરે છે પણ લેશ માત્ર નથી ઉપડતો ત્યારે અકળાઇને )

(રાવણ પ્રત્યે)

પગ આ લેશ ઉપડે નાહીં, આપો મહારાજ આપજ આંહી;

**રાવણ—**અલ્યા ખાઇ બગાડયું જ મારૂં.....................

**સરદારો—**(ગભરાઇને )..............પધારો આપ તો અતિ સારૂં.

**રાવણ—**(ખુબ જુસ્સાથી ઉભો થઇ ) ( **સુણો દીલ્હી તખ્ત એશાહ**)

અલ્યા કપીના શું ય ભાર, ઉપાડું પગ પલકમારે;

ધને છે અતી એ ઊર અહંકાર, ઉપાડું પગ પલકમારે. (એટેક પૂછ શાહીને ફેરાડું આકાશ. ઉ ક્ષણં વારમાં કરૂં એનો વિનાશ. ઉ. અલ્યા ઉપાડું કૈલાશ એક હાથ, ઉ ચાંપું પૃથ્વીને હું પાતાળ સાથ. ઉ.

( એટલું બોલી અંગદનો પગ ઉપાડવા જાય છે )

**અંગદ—**(મનમાં) **ત્રીતાળી—ચોપાઇ**

અરે બળીયો દીશે છે અપાર; પણ કઠણ કર્યું આ આવાર;

માટે સ્પર્શ કરે નહિ પાય, એની યુકતી કરૂં આ વેળાય.

(જાહેર)

અલ્યા શીહ નમે મુજ પાય, નમે મર્ણ ન થાય મીથ્યાય;

માટે રામ ચરણ જઇ લાગ, મટે મર્ણ અભયવર માગ્ય.

**રાવણ— કલ્યાણ લોપાળાં દાદા.** ( આદેવેરી ગુડ—એ રાહ )

જડ થઇને શું જુઓ કપીને, પકડી પૌહા કરો પ્રહાર

મારો ત્રાંડી સંહારોને. વનચર એક તણા શા ભાર.

શું ? સુરતન અસું સમુળું; બાહુબળ ક્યાં ગયું બળી;
સુસ્ત થઇ બેઠા કયમ શુરા; એ દુષ્ટને નાખો દળી
( સર્વ સામંતો એકદમ મારવા ઉઠે છે, તેમની સાથે અંગદ થોડી વાર મલ યુદ્ધ કરી તથા રાવણને મુઠી પ્રહાર કરી પોબારા ગણે છે)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—લંકાની ભાગોળ.

અંગદ—( મારા વાલા પીતાજી શી વાત વદુ એ રાહ )
મેંતો આપી શીખામણ એને અતિ; એને અની નવ માન્યું રતી; મેંતો
સામ દામ ભેદે સમજાવ્યો; લેવા સીતાનાર
પણ મદમાં છકિલો માને; વાગે જ્યારે માર. મેંતો.
બુદ્ધી એની ભ્રષ્ટ થઇ છે: મરવાની આવાર
મનમાં એ રોળાશે એની રોશે સરવે નાર. મેંતો.
હવે ચાલ હું જલ્દી જાઉં; રામ પાસ નીરધાર
ગેન્યા સરવે સજ્જ કરાવું; લેશ ન લાગે વાર. મેંતો.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—સુવેલ

અંગદ— ( પ્રવેશ કરી )

( નાથકેશીગજકોંમ્મ્મ હોડાવ્યો એ રાહ )
નામી શીર કહું કરજોડી આવાર લાયક નથી મુર્ખને શીખ લગાર (એ ટેક)
મુર્ખ વને સુરભી કરવા કોઇ; યોજે ઉપાય અપાર
સોમાણું સાણું ભલે ઘસી થાકે; પણ સુરભી ન થનાર. નામી.
આપી શીખામણ મેં અતિ એને; નવ માન્યુ જ લગાર
રાવણ જીવતાં મુખ સીતાનું; નહીં દેખો જુગદાધાર નામી.

મકરધ્વજ સુમની અતિ સેના; તીર્થંકુ નેક અપાર
માટે રાવણ સાથે યુદ્ધજ; કરવું ઘટે જગપાળ. નામી.

**રામ—( બંધ કીધેલો બાપુ છે શું કામ એ રાહ )**

સજ્જ કરો સેન્યાને તમામ; હવે ખોટી ન થાવું રે; સજ્જ
નકીજ હણવો રાવણ રાયને; દિલમાં ધરી અતી હામ. હવે. સજ્જ
ખરૂં શુરાપણું આજે જણાવો; શત્રુદેખી છોડે હામ. હવે. સજ્જ.

**લક્ષમ**—તજો ચીતા મહારાજા હણું હું; ઇંદ્રજીત આદે હરામ. હવે. સજ્જ

**વિભીક્ષણ** સર્વે સુરા પુર્વ દિશા બાજુથી; ગઢલંક તોડો તમામ હવે સજ્જ

**સરદારો**—જીતસુ તો જશ થશે આખા જગતમાં; મરસુંતો વરસું સુર ધામ
સીર આજ્ઞા ચઢાવીરે; સજ્જ કરીયે સેન્યાને તમામ

**વિદુશક**—ઉગમણી ભુમપડે આથમણો નાશુ; એવી બંદાની છે હામ
ખુબ લાડુ હું ખાઉરે; જાઉ નથી તમારૂં ત્યાં કામ

**(અંક ૭ કો સમાપ્ત)**

---

# અંક ૭ મો

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—રાવણનો એકાન્ત ગ્રહ

**મંદોદરી—** **દક્ષણી રાહની લાવણી.**

**હરી** સીતાપતી, શું તમે વિચારાયે, જોડી હાથ, કહું છું નાથ;
બળીયા સાથ, મારી બાથ, એ છે દુખકારીરે. હરી.
મુજ આ વિનતી, ઉર વિષે ઉતારીરે, સાંપ રીત થાય જીત;
એ અજીત, ખચીત. જશો આપ હારીરે. હરી.

**રાવણ**—એ શુ બોલી તું મૂર્ખ નાર મારીરે, કરે વખાણ; રામ કોણ;
મારી બાણુ લેઉ પ્રાણ, કેમ જાઉં હારીરે. એશું૦
મુજ પ્રીયા છે તું, માટે રહું વિચારીરે, અન્ય નાર, હોત આવાર;
મારૂં ઠાર, તુંય ધાર, રતી ગતી ન તારીરે. એશું૦

**મંદોદરી**— જંગલો—જંજોટી પંજાબી ઠેકા.

( ડગનત્રા—એ રાહ )

લંગુર લુંટી જાશે આ લંકા સોંપો સતીરે—( એ ટેક )
છો અતી પતી સુખીરે; મટી થશો દુખીરે,
માનોની કેણુ આ મારૂં; શીદ રાંજ મુઓછો સારૂં;
સોંપો સીતાને તજી આપની કુમતીરે. લંગુર,
મેલ જરૂખારે, અધીક અલખતરે,
રે લુંટાતી સતી સોંપે, જાઓ શરણુ રામ નહી કોપે;
ઉગરશે મૃત્યુ માનોની કહુ સાચું પતીરે લંગુર૦

**રાવણ** **દીંડી.**

પાનીએ બુદ્ધી તારી શું વદે વચંન, સુણી બોલી જવાળ ઉઠે મુજ તંન;
જાણે નાશ કરં વદતીરે વચન. પાનીયે૦

**મંદોદરી**—માનો માનો માનો માનો પતિ મારૂં; થશે થશે થશે તેથી સર્વ સારૂં;
જશે મોતરૂપી વાદળું આકાળું. માનો

**રાવણ**—કુંભકર્ણ ભ્રાત બળીયો છે મારો, સુત ઇંદ્રજીત અગ્નીનો અંગારો.
રામ સુદ્ધાં સૈન્ય સૌ કરે પતંન. પાનીયે૦

**મંદોદરી**—કર્યું લંક આખી કપીયે દહંન, થયું તેટલું ન સ્વામી

જો સહન;

કેમ રામ સેન્ય જીતશો એ વાર. માનો૦

રાવણ—હવે બોલતી જે બંધ રે'તા સાર, કર્યો દેવ સહુ આધીન

ધીન કેમ હાર;

રીંછડાં માંકડાં સેન્ય જો વિચારી મંન; માનીયે.

મંદોદરી-દાદરો (મુને મુકી ગયોછે મારો છેલડોરો—એ રાહ.)

છે એ રામ પુરાણુબ્રહ્મ ના જીતાય તેરે; આપો આપો; (૨)

કહું સીતકરી વિચાર; પ્રાણાધાર; માનોની વચન તમે માહરરે (ટેક)

પામી કામ આકુળ તંન થયું તમારૂં છેરે; જાણી આપનો (૨)

અવગુણ દીલ વીચાર; પ્રાણાધાર— માનો

બુદ્ધિ વિનાશ કાળે વીપરીત થઇ પતીરે; વિપબીજ

વાવ્યું એ હૈયાનાહાર; પ્રાણાધાર— માનો

રાવણ—(ક્રોધથી) ભૈરવ (મનમોહન મોરલી વાળોરે એ રાહ)

ધ્રુજને શું કહું તુજ ગુ લવરી—(૨)

તેનીજ માતની કુખ લજાવી, વેણ શુંગી હું'ય લાજુમરી, ધ્રુજ.

વેઠ ઉઠી વનીતા વદવામા રીત હરી નથી લેશ ડરી. ધ્રુજ.

લુણ હરામજ તુ કરી મારૂં, તેમનું શીદ તાણે છે મરી, ધ્રુજ

મંદોદરી—અરૂમાનો કહ્યો (સારૂ તીનપૈસે એક મોતી એ રાહ)

ભલે ખીજો સ્વામી રીઝો કરતો ઠેર મારોરે; ઠેર મારોરે કાંતો. ભલે

પણ મનો હું કહું છું ખર, નથી એહમાં સાર.

માન મેર શોંપી દો સીતા, આણી મન વિચાર. ભલે.

રાવણ—આવી માઠી બુદ્ધી હીણ માનુ શીખ ન તારી રે; શીખ ન

વાર વાર તું કહે કથી પણ; તેમાં શું રંધાય;
સીતા હરી મુજ શીરને સાટે, પાછી કેમ અપાય. આ.ણી
જેના ઘરમાં ચલણ નારનું. કહયું તેનું કરનાર,
તે નરને ખરેખર શામ જાણો, ધીક પડયો અવતાર. આ.ણી.

મંદોદરી— (સીતાજીના મહીનાનો-રાહ)

માહરૂં કેમ ન માનો પતી, હું કહુંછુ કરગરી;
એ છે સૃષ્ટિના સરજનહાર, શાને સીતા હરી.
સીતા સ્વયંવર મંડપ માંહી; ધનુષ્ય ભાગે નહી.
થાકયા બળ કરીને બળવાન; રામે તે ભાગ્યું શહી.
એવાં કોટી પરાક્રમ રામ; તણા શું કહુ કથી;
માનો માનો માહરૂં કંથ; જીતાવાના નથી,
શીરનામી કહુ કરજોડી, અતીસે કરગરી.
સીત સોંપી સુખે કરો કાજ; દીશે દુખ ના જરી

રાવણ—( લે.પાળી કલ્યાણ દાદરો—આઇ વેરી ગુડ એ-રાહ )

બસ બસ બંધ તું રહે બોલતી કોટી કલ્પે નહી સોંપુ નાર
મંદ્રાચળ હું પગમાં મરડું તો બે બાળકના સા ભાર.
નીધી સતિને કે તો શોચું છે બળ મુજમાં અપરંપાર;
જાઉં કચેરી વખત થયો છે બંદા એથી નહીં ડરનાર.

(એમ કહી જાય છે)

## પ્રવેશ ૨ જો

### સ્થળ—રાજમાર્ગ.

### પ્રજાજનો—(ભીયભીત થઇ) ગીતી લાવણી.

૧ લો—અરે રાવણે કેવું, કામ અઘટતું કીધું આ વખતે;

વાનર સેન્યા આવી, દુઃખ સરવ લોકોને દે છે તે.

**ભોપાળી કલ્યાણ દાદરો** ( આઇ વેરી ગુડ—એ રાહ )

૨ જો—અરે હાય કયાં નાશી જઇયે, વાનર સેન્યા મારે માર.
સીતા લાવી દુષ્ટ રાવણે, સૌનું ઘર માર્યું આવાર.
૩ જો—આવી વાનર સેન્યા સબળી, સળગાવ્યાં ચૌટાંને પોળ.
મારી ત્રાડી ધમકાવીને; ઘરમાંથી ખાયે ઘી ગોળ.
ધકકા મૂકકા ઉકકા મારે; ભૂકકા કાઢયા ખાધી હાર.
૪ થો—હું હું આમ રસ્તો રોકયો, આવ્યા સાધુ કરહે દાર.
૫ મો—અજો રાંડના માળ્યા નાહ્યા, કુકળીમાના કલબલીયા.
ચાલો અળજી બળજી ફુળાયેં, આંકી કાઢે વાંઢળીયા.

( જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાવણની રાજ સભા.

**પ્રજાજનો | ભોપાળી કલ્યાણ દાદરો** (આઇ વેરી ગુડ એ રાહ)
અનનીયત ફરીયાદ અમારી; લંકાપર ચઢી આવ્યા રામ;
મરી ત્રાડી લુંટા કીધા, તોડી નાંખી કોટ તમામ.
**શાહુજન**—અજો અમોને લુંતી લીધા; બાળીને લીધાં બાગબાગ.
સીગ લાવી નગોડ ધાર્યું, વાળ અમારા કોણ ભુપાળ.
**રાવણ**—(**લાગી છે આથી પુરી લાયલાય મારા દીલમાં એ રાહ**
ઉઠી છે સુને અતિ જવાળ, જવાળ મારા દીલમાં. ઉઠી.
જોયું નથી એણે બળ હજી મારૂં, આજ હું જલ્દી
એનું માન ઉતારૂં, કરાવું તોબાજ પોકાર; કાર. મારા. ઉઠી.

બેસી રહ્યા કેમ કરો તૈયારી, કરો ચકચુર નર
વાનર મારી ઉડ્યા ન લેશ લાગે વાર; વાર. મારા. ઉઠી.

સરદારો—( જોસ્સામાં આવી તલવારો કાઢી. )

**( બંધ કીધેલો બાપુ છે શું કામ એ રાહ )**

અમે જઇએ છીએ આ; તમામ, જંગ રણે મચાવીશુંરે. અમે
શું કરશે એ વન વસનારાં, મુકાવીએ સૌની હામ. અમે જંગ

ઇંદ્રજીત—રામ લક્ષમણને પલમાં હણીને, જલ્દી આવુંછું હું આમ
પીતા હિંમત રાખોરે. અમે. જંગ.
દેવી ચળકતીનો સ્વાદ દેખાડી, તોબા કરાવું તમામ. અમે. જંગ.

( સૈન્ય સજ કરી જાય છે )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—લંકાનું પાદર.

**સેનાપતી—** **ચીતાળી ચોપાઇ.**

થાય માનશુકન આવાર, મહારાજા કહું નીરખ ર:
માટે પાછા વળોરે ખગીન, આજ થાશે ન આપણી જીત.

**ઇંદ્રજીત—** **( સુણો દીકરી લખન એ રાહ )**

આસું વદો સેનાપતી વચન, દાખવું સુરાતન આજેરે. (ટેક)
ગણું કદી ન હું માનશુકન, દાખવું સુરાતન આજેરે.
રામ લક્ષમણ તણા શા છે ભાર. દા કરું શસ્ત્રથી કટકા હજાર. દા.
નાશે વાનર પામીને ત્રાશ. દા પુંછ શાહીને ઉરાડું આકાશ. દા.
ઇંદ્ર જેવાને મનાવ્યો મેં તો હાર. દા હણું સૌને ક્રોધ આણીને અપાર દા.

**સેનાપતી—(ચોપાળી દહયાણુ દાદરે—આઇ વેરી ગુડ એ રાહ)**

કરી ગર્જના ઘોર શુણીને શત્રુ કંપે થનનનનન.
કરી મલયુધ્ધ બાહુ પ્રહારે, ધરતી ધ્રુજે ધનનનનન.
ઇંદ્રજીત—કરે શસ્ત્ર કટકા શત્રુના શમશેરોથી સનનનનન;
અતુલીત પ્રાક્રમ દેખી પિતાજી, સૌને કરે ધનધનધન.
( એમ કહી યાહોમ કરી રામ સેન્યાપર તુટી પડે છે. )

---

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—ઇંદ્રજીતનો રંગ મેહેલ.

દાસી—(અકસ્માત ચોકમાં ઇંદ્રજીતનો હાથ પડવાથી આંફળી ફાંફળી)

### ત્રીતાળી ચોપાઇ.

બાઇ વીપ્રીત દીઠું મેં કાજ, ચોક આપણે ઉભીતી આજ;
અરે આકાશ માર્ગથી અસ્ત, પડ્યો આપ સ્વામીનો ત્યાં હસ્ત.

સુલોચના—(એકદમ ઉઠી ત્યાં જાય છે; અને પોતાના સ્વામીનો હાથ ઓળખે છે. એટલે એકદમ મૂર્છીત થાય છે. પછી થોડી વારે સુદ્ધીમાં આવીને. )

( વેહેલા ઉઘડોને દ્વાર–એ રાહ )

આ શું કર્યું સ્વામીનાથ, અરેરે આંશું કર્યું રે;
કરી છેક મુને નીરાશ, અરેરે આવું કર્યુ રે. એ ટેક )
હામ હતી જીત્યા તણી, રામજી અશરણ શર્ણ;
કલ્પાવ્યું ઇચ્છયું આપનું, મુને મુકી ગયા કેને શર્ણ. અરેરે.
હસ્તજ દેખી માહરું, કાળજ કટકા થાય;
શું દિલ દાસી ઉપરે, સ્વામી આણી ન કાંઇ દયાય. અરેરે.
સ્વામી મારા સલક્ષણા, હૈયા કેરા હાર;

કર આરી આંકી પડ્યો; હવે શરીર હશે કયે ઠાર. અરેરે.
પડીઓ કાગળ ને વળી, કલમ ધરી આ પાસ;
વૃતાંત સરવે રણ તણું, સુને છે જાણવાની આશ. અરેરે.
કાણે માર્યા કંથજી, કર આવ્યો કયમ આંહ્ય;
લખી બતાવો તે પીયુ, પ્યારા શરીર રહ્યુ છે ક્યાંય અરેરે
હોય હું પૂર્ણ પતીવ્રતા, પતી તમારી નાર;
તો મુજ સત્ય વડે લખો, આ લેખણુ લઇ નીરધાર. અરેરે.
( એટલે હાથ ચૈતન્ય થઇ રણનું વૃતાંત લખે છે તે લઇ સુલોચના રામ પાસે મસ્તક લેવા જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠો,

### સ્થળ—રામની છાવણી.

**રામ—અહો બાઇ આપણો ઘણો રંગ રાખ્યો—એ રાહ )**

અહો ભાઇ આજ તેં ઘણો રંગ રાખ્યો ગણો રંગ રાખ્યો
દશાનન સુતને હણી નાંખ્યો. અહો. ( એ ટેક )
જાળવી ટેકજ ખરા ક્ષત્રીની, ધન્ય રણે ના ફરી પાછી પાની;
હાવે રાવણને દઇશું હરાવી, સુત જતાં એ દિલ હિંમત આવી.
ખરં સુરવીર પણું જોઇ સંતોષ્યો. અહો.

**સુલોચના—(પ્રવેશ કરી ) ભેરવી દિપચંદી.**

શીરનામી હું વંદુ મુરારી, શરણ આવી લાજ રાખો અમારી;
આજ હું આપનું દર્શન પામી, તેણે શીદેહ તણા અઘ વામી.
સ્વામી તણું લેવા હું આવી શીર, આપો કૃપાળી હે રામ રઘુવીર.
સહગમન માટે વિલંબ થાયે, છોડી દયાળુ આપ સહાયે;

પતીહર આવી પડ્યો ચોક માહે, સૌ આ વૃતાંત લખ્યું પત્રમાહે
શીર લાવ્યા છે અહીં સઘ આપો શીર આપી મુજ સંકટ કાપો.

**રામ—( શરભ પ્રત્યે ) ચીતાળી—ચોપાઈ.**

પણે મુક્યું છે શીર લઇને, આપો જાય પવિત્ર સતિને.
**કપી**—કરથી નહીં પત્ર લખાય, કદી વાત ન સાચી મનાય.
માટે મુસ્તક એ જો હસાવે. તો એ વાત ખરી દીલ આવે.

**સુલો૦**—(માથું ખોળામાં લઇ)**પીલુ દીપચંદી**(કહું છું નંદલાલે-એ રાહ)

પ્રાણપતી મુજ વીનતી સ્વીકારી, હાષ્ય કરી, લાજ રાખોને મારી. પ્રા.
દેખી સભાજન થાય નીશંકા, હાષ્ય કરો એક વાર લગારી. પ્રાણ.
હું દીન દાશી આપ તણી છું, ક્ષમા કરો અપરાધ વિચારી. પ્રાણ
જો હું તેડાવત મુજ પીતાને, તો તમ શતરૂ દેત સંહારી. પ્રાણ.

( સુલોચના નાગ કન્યા હતી; અને લક્ષ્મણ શેષનો અવતાર એટલે સુલોચનાનો બાપ થાય; તેથી મા તાના મનમાં આવ્યું કે તારા બાપને તું શું તેડાવત; તારા બાપેજ મને માર્યો છે, તેથી તે ખડખડ હસે છે. તે જોઇ સભા વિસ્મીત થાય છે પછી સુલોચના સુરત લઇ સતિ થવા જાય છે. )

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—રાજ માર્ગ.

નગર લોકો— (સારૂરે સારૂરે સુરત—એ રાહ)

ચાલો ઉર આનંદ લાય, જોવાને જઇયે;
સતી ઇંદ્રજીત વધુ થાય, જોવાને જઇયે. ( એ ટેક )
આ લાગી હું અંગીલ ગુલાલજ, ઉડાવવાને કાજરે,

નથી ઉંચું મારે વરહાનજ, લઇ સુખીયો થઉ આજ. જો.
ચાલ અલ્યા હું પણ આવું છું, છે નહીં દુખનો પારરે;
રોજ રોટલા મટેજ ધાવા, મળે મુજને નાર. જો.
**સ્ત્રીઓ**—ચંદ્રમણી ચંચળ ચપળા, ચાલો પરશાન જાનરે
રે બેનો લઇ આવું પુષ્પ હું, ઉતાવળામાં થાન. જો.
**વિદુષક**—બંહાને છે દુખના ડુંગર, રાંડ મળી કમ જાતરે.
રોજ રાંડની મારે માર. માટે જઇ કાઢું કાર. જો.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—સમુદ્ર તટ સ્મશાન.

**સુલોચના**—મુજ ઉપર ગુજરી પીતા પાદશા જાણી—એ રાહ:

હે વિશ્વપતી વિશ્વંભર કહું કરજોડી,
સતીને દઇ દંપતી જોડી નાખી તોડી;
શીરતાજ સહામણ સ્વામી નથી હું સુખી:
સુરલોક સીધાવ્યાં રંક દાશીને મુકી,
પ્યારા પ્રીતમ વીણ જીવું શાને કાજે,
રાખું જીવીતનો લોભ જતુંની લાજે,
માટે તજી વીલંબ લેલી વાલમનો છેડું,
ઝટ જાગો અગ્ની દેવ પડું છે જેડું
છો બેલી સત્યના પ્રભુ અગ્નીરે દેવા,
છો પ્રત્યક્ષ પૃથ્વી મધ્ય કરે સૌ સેવા;
જેણે કોટીક લાડ લડા યા અતી મમતાથી,
તે સ્વામી વીણ ધીકકાર જીવવું શાથી;
જોતા હશે મુજ રાહ પતી સુખકારી.

થઇ વધુ વાર હજુ કેમ ન આવી નારી
હોય પતીવ્રતા હું સુદ્ધ વન્હીરે દેવા,
જાગો આ પ્રયા કાષ્ટી ભોગતો લેવા.
( એટલું બોલી ખોળામાં માથુ લઇ ચીતામાં બળી મરે છે )

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—માર્ગ

**પ્રજાજન—** **ગીતી લાવણી.**

અરે જુલમ આ કેવો, દશાનને કીધો સીતા લાવી;
સુત ઇંદ્રજીત સરખો, રોળાયો રણમાં વીપરીત આવી.
એ વીણ બીજા પુત્રો. રણ રોળાયા પ્રધાન સરદારો;
હજુએ સમજે તો ઠીક, નહી તો એનો ઘાટ થશે બુરો:
રાવણને મારીને, રાજ સોંપશે નક્કી વીભીષણને.
આગળથી એ ચેત્યો, સુખી થયો રઘુવીર શરણે જઇને.
**વિદુષક—**વણ મોતે એ મરશે, એની કાય માગે છે એવુ;
આવી ખાક બાક મૂકો, ચાલો રાંડના ઘેર નથી જોવું.

---

## પ્રવેશ. ૧૦ મો.

### સ્થળ—યુદ્ધ ભોમી.

**કેટલાક વાનરો—**( એકદમ પોકાર કરતા પ્રવેશ કરી ) ( મારા **કુલની** ટેક—એ રાહ )

આવ્યો ચઢીને રાય રાવણ રણમાં;

રાવણ રણમાં લાવી અભીમાન મનમાં;
સૈન્યાજ અપાર સાથ ચઢી અતિ બળમાં. આવ્યો.
ક્રોધ કરીને સૈન્યજ કાપે, મારે આ.
વિલંબ તજી હેઠો એક ક્ષણમાં. આવ્યો.

રામ—લક્ષ૦—(સરદારોને)

ધરો હામ ધરો હામ, ડરોના દીલે તમામ;
આવ્યોછે ધરી ગુમાન, ઝટ હવે મુકાવું મામ. ધરો.
છેડો ના લગાડો વાર, દુષ્મનો ને મારોમાર;
જલ્દીથી કરો સંહાર, આજ જઇ રણે તમામ. ધરો
બાણ છોડો સનનન, ગદા મારો ગનન:
અપાર આણી ક્રોધ મંન, શત્રુની મૂકાવો મમ, ધરો

રાવણ—(એકદમ ધશી આવી ક્રોધાવેશમાં) સુણો દીલ્લી

તખ્ત એ રાહ

મુર્ખા લક્ષ્મણ તું આવ જરા પાસ. પુત્રનું પુરૂં વેર વાળુંરે.
તુંને પોંચાડું હું તમને આવાસ. પુત્રનું પુરૂં વેરવાળુંરે. (એટેક)
મારો વીજયી કુમાર ઇંદ્રજીત પુ. તેને હણ્યો ઘણી કરી તેં અનીતપુ.
અલ્યા કદાપી ન છોડું તને આજ. પુ. મુને વ્યાપી છે અતીશે દીલદાઝ પુ.
જોયા નથી હજુ સુધી મુજ હાથ. પુ. ભરીછેજ તે બળીયા સાથ બાથ. પુ.

લક્ષ્મણ—સ્વાન સરીખો શું કરે બકવાદ જોર મે તારૂં જોઇ લીધું રે
નથી ચાખ્યો મુજ સર તણો સ્વાદ. જોર મેં તારૂં જોઇ લીધુંરે એ ટેક
તારોપુત્ર મેં પોચાડ્યો જમધામ. જો, આજ તને પણ મોકલું તે ઠામ જો.

રામ—અલ્યાઉભો રેહ્યામખોરચો. જો આજઉતારૂં બધો હું તારોતોર. જો

રાવણ—અલ્યા મનુષ્ય આવ્યો છે કાળ પાસ, ઓળખતો તું નથી મુનેરે;

પ્રભુતો કરૂં ત્રીલોક તણો નાશ, ઓળખતો તું નથી મુનેરે, ( એટેક )
મા । ત્રાસથી કંપેછે સુરમાત્ર, એ, તો તું માનવી તણું તાણુ ગાત્ર, એ.
ધ્રુજે ચાકથી ધરણીધર શેષ. એ. આજ કરાવું તને હું પેશ પેશ. એ.
જોયું જોયું તારૂં વંદરાનું સૈન્ય. એ. આજ સહુને પમાડુંછું પતન. એ.
અસ્યા જ્યાં લગી બેઠો છું અસુરેશ. એ. સીતાનું તું મુખ દેખે નવલેશ. એ.
**રામ**—બળ કરી બોલી બણીશું જાય, જોયો મેં તારૂં આવી બન્યુ રે
કરૂં પલકમાં પતન તારી કાય, જોયો મેં તારૂં આવી બન્યુ રે એ ટેક.
તારો પ્યારો ઈંદ્રજીત તનુજ. જો. મરાયો તોયે ન લાજ આવી તુજ. જો.
દીજ દેવને દીધું અતિષે દુખ. જો. તુને હણીને કરૂં સહુને સુખ જો.
તુને દેખી આવે દીલડામાં દાઝ. જો અસ્યા કદાપી ન છોડું તને આજ. જો

( આમ પરસ્પર બોલી અન્યો અન્ય દ્વંદ યુદ્ધ કરે છે; તેમાં રામચંદ્રજી રાવણની સર્વ સેન્યાને ઠેર કરે છે. છેવટે રામના તીક્ષણ બાણથી રાવણ પડે છે.)

**મંદોદરી— ( તારી નીશાએ ચકચુર એ રાહ )**
આશું થયુંરે ભરથાર મારા રાજરે, પ્યારા પ્રાણથી માન્યું ના રેરમાદ. એટેક
સોંપો સીતા મેં અતી સમજાવ્યું ગણ કાર્યું ન તે લગાર મારારાજરે. પ્યા
સુતા હતા ઘેર સેજ પલંગે, અગમદ અંગે ધરી સાર. મારારાજરે. પ્યા.
તેહ શરીર રોળાય રનીમાં, આજ ભુમરિ ભરથાર મારારાજરે પ્યા.
જેના તાપે ત્રીલોકજ કંપે, તે નરના આશા હવાલ મારારાજરે. પ્યા.
પરસ્ત્રીનો અભિલાપ કરતાં, થયોજ કુળનો સંહાર મારારાજરે. પ્યા.
**રામ—ચીક્કુ બહુ શાલાગણી.** (સખી આઈરે ઉમટઘુમટ પરઆઈ—એ રાહ
શુણ શાણીરે; વાણી મંદોદરીરાણી, જુઠીમાયા જગતની લીજાણી (એટેક)
કુલ શાથ નાશ પડયું જેનું નામરે, માટે શોક તજો આ તમામરે;

આત્મા છે અમર અભિરામરે, મીથ્યાછેરે; આ શોચું રાગજ તાણી જુ
તે માટેરે; માની ક્હ્યું મહારાણી. થા વિભીક્ષણની પટરાણી.
નહીં એથીરે; તારું પતિવ્રત ભાગે, નવ લંછન કુળમાં લાગે.
કુલ નહી નીંદા કરે કોઇ તારીરે, એમાં શ્રેય અતી છે નારારે.
દ્યો શોક સરવ વિસારીરે, વિશ્વેથારે, સચું ઉર પ્રમાણી:
થા વિભીક્ષણની પટરાણી.

**ત્રીતાળી ચોપઇ.**

સુણો વિભીક્ષણ વીર આવાર. કરો રાવણને અગ્નિ સંસ્કાર;
ભાઇ લક્ષમણ નગ હનુમંત, અંગદ સુગ્રીવને જાંબુવંત;
જઇ લંકા વિષે નીરધાર. સાંપો વિભીક્ષણને રાજ આવાર.
પછી સીતાને લાવો આ ઠામ, કરી આવો ત્વરાથી એ કામ.
( રાવણને અગ્ની સંસ્કાર કરવા જાય છે )

---

# પ્રવેશ ૧૧ મો.

## સ્થળ—રસ્તો.

**રૂપીયો—આશા ગોડી દીપચંદી** (અવર મદન અલબેલા એ રાહ)
કાપ્યું કષ્ટ મોરારી, અહો આજે કાપ્યું કષ્ટ મોરારી. એ ટેક.
દુખ ઉદધી માંહિજ ડુબેલા, આજ દીધા તે ઉધારી. અહો.
ટાળ્યા તાપ ત્રીલોકજ કેરા, રાવણ આજે સંહારી. અહો.
સુખના સુરજનાં દરશન પામ્યા, થયો ઉર આનંદ ભારી. અહો.
અમૃત વૃષ્ટીરે કરી આજે, ગહન ગતી પ્રભુ તારી. અહો.

# પ્રવેશ ૧૨ મો.

## સ્થળ—અશોકવાડી.

**હનુમંત—(શીયાનો કનરો.** પ્રણમું પ્રણમું માત કોમારી એ રાહ)

પ્રણમું પ્રણમું માત હે મારી, દીન સેવકની લો અરજી સ્વીકારી;(એટેક)
રામજી લક્ષ્મણ ક્ષેમ કુશળમાં, આજ રાવણ દીધો સંહારી. પ્રણમું.
લંકાનું રાજ વિભીક્ષણજીને, વળી પરણાવી મંદોદરી નારી. પ્રણમું
આવ્યો છું હું તમને તેડવાને, ચાલો કૃપા કરી જ્યાંછે મુરારી પ્રણમું.
**સીતા—ગઝલ દાદરો** પાનીકે છલકે ઉઠે જયરે ગરમીકે લીયે એરાગ
અરેછેવન્ય કપીરાજ હનુમંતતને, ખરે હનુમંત તને, અરે મહા વીરતને. એટેક
મહાવીર મૂજ વતી, વેઠયો શ્રમ તેંજ અતિ;
વધે બળ આથી વધુ, દીન દીન આશીશ દઉં તને. અરેછે.

**વિભીક્ષણ—(પ્રવેશ કરી) ગીતી—લાવણી.**

હાથ જોડી તમને, શીરનામી વદું છું હું આવાર.
સુખાશન લાવ્યો છું, આપ પધારો તે મધ્યે નીરધાર.
(સુખાશનમાં બેશી સીતાજી જાય છે.)

---

## પ્રવેશ ૧૩ મો,

### સ્થળ—રાજમાર્ગ.

**મંદોદરી. શરમા, ત્રીજટા—પીલુ બરૂઓ ઠિપચંદિ,**
**જોડી કરબદ્ધ જનક કુમારી, વદીયે તમને સતિ સુખકારી;**
**આપ તણી છું અમો દીન દાસી, રાખજો મે'ર કરૂણાળુ કલ્યાણી**
**આપની સેવા નથી થઈ અમથી, માફ તે કરજો વીર વિચારી.**
**સિતા—" સીતાની ચોપાઈ**

બાઇ સેવા ઘણી કરી મારી, ન ભુલાય કર્યો ગુણ ભારી;
નથી વાંક તમારો લગારી અતીશું આપની ઉપકારી.
મારી આશીશ એટલી ફળજો. સદાકાળ સુખી તમો રેજો.
(જાયછે)

# પ્રવેશ ૧૪ મો.

## સ્થળ—રણાંગણ.

**વિભીક્ષણ—** ગીતી—લાવણિ.

આપ તણી આજ્ઞાથી; જઇ અશોક વાડી માંહે નીરધાર;
સુખાશન બેસાડી, લાવ્યા સતીને તેડી જુગદાધાર.

**રામ—**( સિતાને પાસે આવતાં) છંદ **સભાની ગઝલ**. તગદી રહુ મારી એ રાહ

છે ધન્ય દિન આજનો આ માસનો નથી;
ન આવશો નઝીક રહો દુર હે સતી
લંકેશ ગયો હર્ણ કરી રહ્યાં ત્યાં છ માસ;
લોકાપવાદ લાગ્યો થયું વિશ્વમાં પ્રકાશ.
સો જંન કહેશે રહ્યાં ત્યાં, સ્વરૂપ એ સહી
તીહાં પતિવ્રતાપણું, કદી રહે નહી.
માટે દીવ્ય કરી આવો મુજ પાસ નાર;
ટળેજ ભ્રાંતી મારી, તમને કરૂં અંગીકાર.

**સીતા— ( પીલુ દીપચંદી** કહું છું નહીએ એ રાહ )
આવી શરણ આશાથી તમારી, કર્મ પડ્યુ તોય પાછળ મારી. આવી.
આટલા દીનમેં અતી દુખ વેઠયું, આપ વીયોગ થકીજ મુરારી; આવી.

આપનું ધ્યાન કદી નથી મુકી, માફ કરો કંઇ વાંક વિચારી. આપી.
ભાગીરથી સીધુ શરણું માઇ. સાગર કે નથી ઠામ લગારી, આવી.
તેની પેર થયું પ્રભુ મારે આવે પતીત ન કંઇ પ્રણુ મારી. આવી.
આજતયું જ્યમ કનક તપાવે તમ શરણે રહી થઇ સુખીયારી. આવી.

( વાનરો પ્રત્યે ) ચીતાળી ચોપાઇ.

અરે વાનરે વીર આ વાર, કાષ્ટ ચીતા રચોની આ ઠાર;
કરૂં દીવ્ય પ્રભુ સનમુખ, ભાગે સંદેહ ને ટળે દુખ.

( એકઠુકે વાનરો કાષ્ટ લાવી ચીતા ખડકે છે; તેની પ્રદક્ષીણા કરી સીતા તેમાં પ્રવેશ કરે છે, અને થોડીવારે અદભૂત રૂપે બહાર નિકળી રામચંદ્રજીને સાષ્ટાંગ નમસ્કાર કરે છે; તેમને રામ પ્રેમ સહીત આલીંગન દઇ વામ ભાગે બેસારે છે, )

દેવ લોકો—( અંતરીક્ષ આવી ) ( સુજ ઉપર ગુજરી પીતા

મહારાજ આજ શીરતાજ સદા સુખકારી,
સુર ગૌદ્વીજ કીધ સુખી રાવણને સંહારી. ટેક,
છો સુખ કરતા દુખ હરતા દીન જન ત્રાતા,
ભાવે ભકતી કરવાથી થાય સુખ શાતા;
સેવકની નીશદીન સાય કરો છો સારી,
સુર ગૌ દ્વીજ કીધ સુખી રાવણને સંહારી.
શરણાગત વત્સલ સંકટ હરણ દયાળુ
બહુ નામી અંતર જાતી અકામી કૃપાળુ;
જોઇ અકળ કળા થઇ શુભ મતીજ અમારી
સુર ગૌ દ્વીજ કીધ સુખી રાવણની સંહારી
સચરાચર વ્યાપીક ભકત પાર્શ્વ મળ્યો સાર.

શ્રીગુણાતીત સૃષ્ટી અસ્તોદય કરનાર.
જગ જશ નીતી મધે ઝાઝ આપ સુખકારી;
સુર ગૌ દ્વીજ કીધ સુખી રાવણને સંહારી.
હવે અવધપુરીમાં આપ આપ પધારો પ્રીતે,
ભરતાદીક ભરતો રાહ જુઓ છો નીત્યે;
અમ અર્થે લઇ અવતાર કીધા ઉપકારી
હવે આજ્ઞા લઇ જઇએ નીજ ધામ મોરારી.

**સેવક—** **ત્રીતાળી ચોપાઇ.**

આવ્યુ પુષ્પ વિમાનજ આંહે, ચાલો આપ બીરાજો તે માંહે.
**રામ**—ભાઇ થાઓ બહુ સાવધાન ખોટી થાય છે પુષ્પ વિમાન;
**ભર્ત** જોતા હશે નીત વાટ. મોટો છે મનમાં એ ઉચાટ,
**લક્ષ્મણ**—થયાં પુર્ણ વરસ ચૌદ આજ; જઇએ જલ્દી અવધ મહારાજ

( સૌ ઘણા હર્ષભેર જાય છે )

**સુત્રધાર—** **દોહરા**

કરશો નહી કુટંબમાં કુસંપ નરને નાર,
થયો કુસંપથી આ જુઓ રાવણ કુળ સંહાર
માટે સંપ થકી રહો સહાય નરને નાર.
સંપથી સુખ અદકુ નથી અવનીમાં નીરધાર.
સંપ થકી શત્રુ હઠે સંપથી લક્ષ્મી સોય;
સંપથી યશ અવની વીષે. વખાણશે સૌ કોય.

**ગીતી-લાવણી.**

રામચંદ્ર લઇ સીતા અવધ ગયા સૌ સભાનીનો સુણજો-
આ ખેલ અનોપમ આજ, પૂર્ણ થયો વળી કૃપા આપ કરજો;

સર્વપાત્રો—ધનાશ્રી ત્રીતાળ ધીમે-(વિનતી ધરજો ધ્યાન એરાહ)
નાટક નૌતમ આ રસીક રચ્યુ નાટક નૌતમ આજ ( એ ટેક )
કુરતુ કુળ નીકંદર કીધુ દીધુ સુરકીજ સુખ;
અવધ સીધાવ્યા સીતા લઇને હર્યાં પ્રજા તણાં દુખ. રસીક.
સહુએ એકાદશ વર્ષ અવધનુ રાજ કરી રઘુરાય,
દંપતી એક સ્વધામ સીધાવ્યા વંદુ ભાવે સદાય. કરસી.
ગર્વ ન કરશો સજ્જન શાણા ,પરદારા અભીલાષ
એ બે વ્યસનથી રાવણ કુળનો નીશ્ચે થયો જુઓ નાશ. રસીક.
અમો છીએ શીવજી તણા સેવક, પરબત ને રામ શંગ
આદશકિત તણા છીએ ઉપાસી ઉરમાં આણી ઉમંગ. રસીક.
ભકતી વદને ભકતી વિક્રમ સંવત સાલ
ફાલ્ગુન માસની પુર્ણીમે કર્યું; નાટક પુર્ણ રસાળ. રસીક
શ્રોતા સજ્જન આ નાટકમાં, ભાળો ખામી ખોડ,
સઘળી સુધારાને માટે માગીએ દ્વા કરજોડ. રસીક.

**સપ્તમ અંક સમાપ્ત.)**